બાલગ્રંથાવલિ પુસ્તક ત્રીજું.

# બાલકોની વાતો.


લેખકઃ સ્વ૦ અમૃતલાલ સુંદરજી પઢીયાર.
ચોરવાડ ( કાઠિયાવાડ. )



પાંચમી આવૃત્તિ–સંવત ૧૯૭૮.
પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.
મુંબઈ–૨ અને અમદાવાદ.

મૂલ્ય–અમદાવાદના કાર્યાલયમાં ચાર આના.
અન્ય સર્વ સ્થળે સાડાચાર આના.

બાલગ્રંથાવલિ-પુસ્તક ૩ જું.

# બાળકોની વાતો

## ભાગ ૧ લો.

લેખકઃ-સ્વ૦ અમૃતલાલ સુંદરજી પઢીયાર
ચોરવાડ (કાઠિયાવાડ).

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયને માટે
પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનન્દ.
કાલબાદેવી-મુંબઈ.

આવૃત્તિ પાંચમી પ્રત ૫૪૦૦. કુલ પ્રત ૧૬૦૦૦.
વિક્રમ સંવત ૧૯૭૮. ઈ. સ. ૧૯૨૨.

"શ્રી અમદાવાદમાં સસ્તું સાહિત્ય વર્ધક મુદ્રણાલયમાં"
ભિક્ષુ-અખંડાનન્દ દ્વારા મુદ્રિત.

# લેખકની પ્રસ્તાવનાનો સારાંશ.

આ પુસ્તકમાં કોઇ પણ એક બાબત તરફ ન ઝુકી જવાય અને જરૂરની બધી બાબતો આવી જાય એવી તજવીજ રાખેલી છે. ધર્મ વિષે, સ્વદેશપ્રેમ વિષે, નીતિ વિષે, અભ્યાસ વિષે, પરમાર્થ વિષે તથા બીજી ઉપયોગી બાબતો વિષે બાળકો સમજી શકે તેવી સહેલી ભાષામાં અને તેમના મગજમાં ઉતરી શકે તેવા ખુલાસાથી આ પુસ્તક લખેલું છે. એમાંના સહેલા દાખલાઓ બાળકોના મનમાં રમી રહે તેવા છે. તેમાં જે બાળકોના સ્વભાવનાં ચિત્રો છે, તે બાળકોને ગમી જાય તથા હોંસે હોંસે વાંચવાં ગમે તેવાં છે. બાળકો, એ દેશની ભવિષ્યની આશા હોવાથી તેમના મનમાં સારા સંસ્કારો બેસાડવા એ જરૂરનું અને ઉત્તમ કામ છે; એમ સમજીને મેં ઠરાવ કર્યો છે કે આ પુસ્તકમાંથી કાંઇ પણ નફો નહિ લેતાં તે પડી કિંમતેજ આપવું; કે જેથી કરીને લાગણીવાળા શ્રીમંતો તેની સેંકડો નકલો ખરીદી ગરીબ વિદ્યાર્થીઓમાં મફત વહેંચે અને થોડા ખર્ચમાં મોટો પરમાર્થ કરી શકે.

તા૦ ૯-૫-૧૯૦૯. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.

## આ આવૃત્તિ વિષે પ્રકાશકના બે બોલ.

આ પુસ્તક અંગ્રેજી તથા ગાયકવાડી કેળવણી ખાતાંઓ તરફથી ઇનામ લાયબ્રેરી માટે મંજૂર થએલું હોવા ઉપરાન્ત સુરતના રાષ્ટ્રીય કેળવણી મંડળે પોતાના તાબાની પ્રાથમિક શાળાઓમાં ભણાવવા માટે પણ તે મંજૂર કરવાથી તેની માગણી વધતી ચાલી છે. આ આવૃત્તિ એજ કારણે સત્વર નીકળી શકી છે. આગલી આવૃત્તિની પેઠે આ આવૃત્તિને બહારની આર્થિક સહાય નહિ મળવાથી લાગતના પ્રમાણમાં મૂલ્ય વધે એ સ્વાભાવિકજ છે. આ આવૃત્તિની ભાષા તેમજ જોડણી વગેરે બાબતોમાં યથાશક્ય સંશોધન કરવામાં આવ્યું છે. સ્વ૦ અમૃતલાલ સુંદરજી પઢીયારે આ પુસ્તક છપાવવાની પરવાનગી હમેશને માટે પૂર્ણ નિષ્કામભાવે આપવા બદલ તેમના સ્વર્ગસ્થ આત્માને આ પ્રસંગે પણ ધન્યવાદ આપી ૐ તત્ સત્ સંવત ૧૯૭૮ અખાત્રીજ. ભિક્ષુ-અખંડાનંદ.

# બાળકોની વાતો.

## ભાગ ૧ લો.

એક ફળીયામાં થોડાક છોકરાઓ રમતા હતા, ત્યાં જઇને ડાહ્યાભાઇ નામના એક છોકરાએ કહ્યું:—

મણિભાઇ, અહિં તો આવો, આ ચોપડી બહુ મજેની છે.

એ સાંભળી મણિભાઇએ કહ્યું:-ચોપડી મજેની હોય એમાં આપણું શું વળ્યું ? આપણે એમાં શું સમજીએ ?

ડાહ્યાભાઇએ કહ્યું:—આપણે સમજી શકીએ એવું આ ચોપડીમાં છે; તે સારૂ તો હું તમને બોલાવું છું. જુઓને, આ પહેલોજ પાઠ રમવા માટેનો છે, જરા સાંભળો તો ખરા.

એમ કહી ડાહ્યાભાઇ તે પાઠ વાંચવા લાગ્યા.

## પાઠ ૧ લો—રમવા વિષે.

### આપણે શા માટે રમવું જોઇએ ?

એ સાંભળીને મગન હસી પડયો, અને બોલી ઉઠયો કે, એમાં વળી કારણ તે શું ? આપણને રમવાનું મન થાય છે તે માટે આપણે રમવું જોઇએ.

મોહને કહ્યું:—રમવાનું મન થાય છે એ વાત સાચી, પણ

શા માટે રમવાનું મન થાય છે ? એનું પણ કાંઈક કારણ તો હોવું જોઇએ.

એ સાંભળીને મગને કહ્યું:–બોલ, ત્યારે તેનું શું કારણ છે ?

મોહને કહ્યું:–એ વિષે મને કાંઇ ખબર નથી, પણ આ પાઠ વાંચી જુઓ એટલે ખબર પડશે.

## બાળકોએ દરરોજ રમવુંજ જોઈએ.

એ પછી ડાહ્યાભાઈ પાઠ વાંચવા લાગ્યા. તેમાં લખ્યું હતું કે, પોતાના ગામમાં જે જાતની સારી રમતો ચાલતી હોય તે રમતો છોકરાઓએ જરૂર રમવી જોઇએ. કારણ કે રમવાથી શરીરમાં બળ આવે છે; રમવાથી ખાધેલું પચી જાય છે; રમવાથી મન આનંદમાં રહે છે; રમવાથી નવા નવા ભાઈબંધો મળે છે; રમવાથી હાથ પગ આંખ કાન વગેરેની ચાલાકી વધે છે; રમવાથી વાતચિત કરતાં આવડે છે; રમવાથી હિંમત વધે છે; રમવાથી મઝાની ઉંઘ આવે છે; રમતનો શોખ લાગવાથી કજીઆ ઓછા થઇ જાય છે; રમવાથી ઘણી જાતના રોગ મટી જાય છે; રમતમાંથી માન પણ મેળવી શકાય છે; રમતના આનંદથી ભણવાનો થાક ઉતરી જાય છે; અને રમતગમતથીજ બાળકો જલદી મોટાં થઇ શકે છે; માટે બાળકોએ દરરોજ રમવુંજ જોઇએ.

## આપણે કેવી રીતે રમવું જોઇએ ?

આ સાંભળીને મગન બોલી ઉઠયો કે, વાહરે વાહ ! આ ચોપડી તો ઘણી મઝાની ! રમવાની વાત તો મને ગમી. હવે તો આપણે રોજ ખૂબ રમીશું ! મારી મા રમવાની ના

પાડશે ત્યારે આ ચોપડી તેને વંચાવીશ. કેમ, કેવી મઝા ! એમ કહીને રતિલાલના હાથમાં તાળી દઇને તે નાચવા–કૂદવા મંડયો.

એ સાંભળીને દડો ઉછાળતાં ઉછાળતાં નાનાભાઇએ કહ્યું:– રમવામાંથી મણિલાલનો પગ ભાંગ્યો છે એ ખબર છે કે ?

ડાહ્યાભાઇએ કહ્યું:–આખો પાઠ સાંભળ્યા વિના ગરબડ કાં કરો ? કેવી રમત રમવી જોઇએ, એ તો જરા સાંભળો.

## રમવાના નિયમો.

માતા–પિતાની તથા માસ્તરની રજા લઇને આપણે રમવું જોઇએ. આપણા મનને ગમે એવી અને શરીરને ભારે પડે નહિ એવી રમત આપણે રમવી જોઇએ. કોઇને નુકસાન થાય નહિ અને શરીર મજબૂત થાય એવી રમત આપણે રમવી જોઇએ. ભણવામાં કે કામકાજમાં અડચણ ન થાય એવી રીતે આપણે રમવું જોઇએ. જુઠું બોલવું પડે નહિ, મારામારી કરવી પડે નહિ, બહુ ખરચ કરવું પડે નહિ અને બહુ જોખમ થાય નહિ, એવી સાદી સાદી તથા બહાદૂરી વધે એવી રમતો આપણે રમવી જોઇએ; અને આપણું પોતાનું ભલું થાય, આપણાં માબાપ આપણી રમતો જોઇને રાજી થાય, આપણો જીવ આનંદમાં રહે તથા આપણામાં ચાલાકી વધે તે રીતે આપણે રમવું જોઇએ. બાળકોના સ્વભાવમાં કુદરતી રીતેજ રમતનું જોર બહુ હોય છે; તેથી બધાં બાળકો પ્રથમ રમતાં શિખે છે અને પછી રમતમાં અને રમતમાં જેમ જેમ તેમની શકિતઓ ખીલતી જાય તેમ તેમ તેમનામાં ડહાપણ આવતું જાય છે. માટે સૌ બાળકોએ પ્રથમ સારી રીતે રમતાં શિખવું જોઇએ.

છુટથી રમે નહિ તેઓને બહુ નુકસાન થાય છે. રમત એ શરીર સુધારવાનું તથા અભ્યાસનું પહેલું પગથીયું છે; માટે જે છોકરાંઓ એ પહેલા પગથીઆ ઉપર ચડયાં ન હોય, એટલે કે જેને બહુ રમતાં આવડતું ન હોય, જેને રમવાની ટેવ ન હોય અથવા જે માબાપો પોતાનાં છોકરાંઓને જરૂર જેટલી છુટથી રમવા દેતાં ન હોય, તે છોકરાંઓ શરીરે નમાલાં અને સ્વભાવમાં રોતીસુરત જેવાં હોય છે. એવાં છોકરાંઓના હાથપગ દોરડી જેવા હોય છે; પેટ ગાગરડી જેવું હોય છે; છાતી નબળી હોય છે. અને બુદ્ધિ થોડી હોય છે. ભણવા-ગણવામાં કે ઘરનાં કામકાજ કરવામાં તેઓ ઢીલાં હોય છે અને એ ઢીલાપણું તેઓને બધી બાબતોમાં બહુજ નડયા કરે છે; તેથી તેઓ ચીડીયા સ્વભાવનાં તથા ઉદાસ જેવાં બની જાય છે. બાળકપણામાંથીજ આવી માઠી હાલત થાય એ બહુજ ખરાબ છે; માટે બધાં બાળકોએ પોતાનામાં ડહાપણ તથા બહાદુરી વધે એવી સારી સારી નિર્દોષ રમતો રમવીજ જોઇએ અને માબાપોએ તેમાં મદદ કરવી જોઇએ.

આ સાંભળીને નાનાભાઇએ કહ્યું:—મને રમવું બહુ ગમે છે; પણ મારી બા મને રમવા દેતાં નથી. હવે હું એમની વાત નહિ માનું અને ના પાડશે તો પણ રમવા ચાલ્યો જઇશ.

ત્યારે ડાહ્યાભાઇએ કહ્યું:—અરે ભાઇ, એમ તે કાંઇ થાય ? માબાપનું કહ્યું તો આપણે જરૂર માનવુંજ જોઇએ-કારણ કે આ બીજા પાઠમાં એજ બાબત આવે છે.

એમ કહીને ડાહ્યાભાઇ બીજો પાઠ વાંચવા લાગ્યા.



# પાઠ ૨ જો—માબાપ વિષે.

**શા માટે આપણે માબાપનું કહ્યું માનવું જોઇએ?**

આપણે બાળક છીએ તેથી હમણાં આપણામાં બુદ્ધિ થોડી છે; પણ આપણાં માબાપ આપણા કરતાં બહુ મોટાં છે, બહુ ડાહ્યાં છે અને આપણા સુખ માટે બહુ કાળજી રાખનારાં છે; માટે આપણે આપણાં માબાપનું કહ્યું માનવું જોઇએ. આપણું ભલું શેમાં છે એ આપણે હજુ સમજતા નથી, પણ આપણાં માબાપ તે સમજે છે; માટે આપણે તેઓનું કહ્યું માનવું જોઇએ. આપણાં માબાપ આપણને ખાવા-પીવાનું આપે છે, પહેરવાને લૂગડાં આપે છે, પોતાના ઘરમાં રહેવા દે છે, અને આપણને સુખી કરવા સારૂ તેઓ ઘણી જાતનાં દુઃખો ભોગવે છે; માટે આપણે તેઓનું કહ્યું માનવું જોઇએ. આખા જગતનાં ભલાં માણસો પોતપોતાનાં માબાપનું કહ્યું માને છે, એટલુંજ નહિ પણ શાસ્ત્રનો હુકમ છે, અને માબાપને રાજી રાખવાથી ઇશ્વર પણ રાજી થાય છે, માટે આપણે આપણાં માબાપનું કહ્યું માનવું જોઇએ. તેઓની સેવા-ચાકરી કરવી જોઇએ. તેઓને માન આપવું જોઇએ અને તેઓ રાજી રહે તેમ કરવું જોઇએ. તેઓએ આપણી ઉપર એટલા બધા ઉપકાર કરેલા છે કે કોઇ પણ રીતે આપણાથી એનો બદલો વળી શકે તેમ નથી; માટે તેઓને રાજી રાખવા સારૂ તથા તેઓના આશીર્વાદથી આપણું ભલું થાય તે સારૂ આપણે તેઓનું કહ્યું માનવું જોઇએ.

## માબાપના ઉપકાર.

બીજું આપણે એ પણ વિચાર કરવો જોઇએ કે આપણાં માબાપ જો પોતાના ઘરમાંથી આપણને કાઢી મૂકે તો આપણા કેવા બૂરા હાલ થાય? આપણને ખાવાનું ન આપે તો આપણે શું કરી શકીએ? આપણે માંદાં હોઇએ ત્યારે તેઓ આપણી સંભાળ ન રાખે તો આપણે કેમ જીવી શકીએ? તેઓ જો આપણને ભણાવે નહિ અને ધંધો-રોજગાર શિખવે નહિ તો આપણે કેવા જંગલી જેવા થઈ જઇએ? અને તેઓ જો આપણને દરેક બાબતમાં બહુ મદદ ન કરે તો આપણા કેવા બૂરા હાલ થાય? જો એ બધું વિચારીએ તો જરૂર આપણને એમ લાગે કે આપણાં સુખ સારૂજ તેઓને ઘણી જાતનાં દુઃખો ખમવાં પડે છે. જેમકે, આપણું પાલનપોષણ કરવા સારૂજ તેઓને ધંધા-રોજગારમાં વધારે મહેનત કરવી પડે છે. આપણે સુખી રહી શકીએ તે સારૂજ ઘણી બાબતોમાં તેઓને ગરીબાઈ ભોગવવી પડે છે. આપણું ભલું કરવાના ઇરાદાથીજ તેઓ ઘણી જાતની હાયવોય ભોગવે છે. આપણને સુખી રાખવા સારૂજ તેઓ ટાઢ-તડકા વેઠે છે તથા બીજાઓનાં અપમાન ખમે છે, અને આપણે માટે સુખનાં સાધનો મૂકી જવા સારૂજ તેઓ બધી જાતની જંજાળો ભોગવે છે. કારણ કે તેઓનું આપણી ઉપર બહુજ હેત છે, અને આપણે મોટા થઇએ ત્યારે પણ એ હેતનો અને એ ઉપકારનો બદલો આપણાથી વળી શકે તેમ નથી. આપણાં માબાપ એટલાં બધાં દયાળુ છે કે તેઓ આપણી પાસેથી કાંઇ પણ માગતાં નથી; અને માત્ર આપણે તેઓનું કહ્યું

માનીએ એટલામાંજ તેઓ રાજી થઈ જાય છે. વળી તે કાંઇ આપણને દુઃખ થાય એવું કહેતાં નથી; માટે આપણે જો તેઓનું કહ્યું ન માનીએ તો આપણે બહુ ખરાબ છોકરા કહેવાઇએ. જેણે આપણી ઉપર આટલા ઉપકારો કર્યા હોય અને જે આપણે માટે રાત-દહાડો તરફડયા કરતાં હોય, તથા જે આપણું ભલું થાય એવીજ બાબતો કહેતાં હોય તેઓનું પણ કહ્યું ન માનવું, એ કરતાં વધારે નાલાયકી બીજી કઈ ? માટે આપણે જરૂર આપણાં માબાપનું કહ્યું માનવું જોઇએ.

## જનાવરો પણ પોતાનાં માબાપનું તથા ધણીનું કહ્યું માને છે.

અરે ! જરા વિચાર તો કરો કે વાંદરો પણ મદારીનું કહ્યું માને છે, ગાય-ભેંસ પણ પોતાના ગોવાળનું કહ્યું માને છે અને ગધેડાં પણ પોતાના ધણીનું કહ્યું માને છે; ત્યારે જો આપણે આપણાં માબાપનું કહ્યું ન માનીએ તો એ કેટલું બધું ખરાબ ? એટલુંજ નહિ પણ તેઓનું કહ્યું ન માનીએ તો આપણને બહુ પાપ લાગે, અને આપણાં માબાપ ઉપર આપણે હેત ન રાખીએ તો ઇશ્વર પણ આપણી ઉપર હેત રાખે નહિ; માટે આપણે આપણાં માબાપનું કહ્યું અવશ્ય માનવું જોઇએ, અને તેઓ રાજી રહે તેમ કરવું જોઇએ.

## હવેથી હું હમ્મેશાં મારા માબાપનું કહ્યું માનીશ.

આ સાંભળીને મણિભાઇએ કહ્યું:-ઓહો ! માબાપનું કહ્યું માનવામાં આટલા બધા ફાયદા છે, અને તેઓનું કહ્યું ન માન-

વામાં આટલું બધું નુકસાન છે, એ વાત હું જાણતો નહોતો. ડાહ્યાભાઈ, તમે બહુ સારૂં કર્યું કે આ વાત અમને સાંભળાવી. હવેથી હું હમ્મેશાં મારાં માબાપનું કહ્યું માનીશ.

મગને કહ્યું:—હું પણ કોઈ કોઇ વખત મારાં માબાપનું કહ્યું માનતો નથી, પણ હવેથી માનીશ.

નાનાભાઇએ કહ્યું:—બીજી બધી વાતોમાં તો હું મારાં માબાપનું કહ્યું માનું છું, પણ મને રમવા જવાની ના પાડે એ વાતમાં હું તેઓનું કહ્યું માનતો નથી; પણ આજનો પાઠ સાંભળ્યા પછી હવેથી એ વાત પણ માનવી જોઈશે

રતિલાલે કહ્યું:—હું પણ બીજી બધી વાતોમાં તો મારાં માબાપનું કહ્યું માનું છું; પણ નિશાળે ભણવા જવાનું કહે એ મને ગમતું નથી, તેથી એ વાતમાં હું તેઓનું કહ્યું માનતો નથી.

## આપણા જ્ઞાનનો લાભ આપણાં ભાઇબેનોને આપવો જોઇએ.

એ સાંભળીને ડાહ્યાભાઇએ કહ્યું:-આપણે શા માટે ભણવું જોઇએ ? એ પાઠ પણ આ ચોપડીમાં છે, એ તમે સાંભળશો એટલે તમને ભણવાનું બહુ મન થઈ જશે; પણ આજે તો આપણને કસરત કરવાનો વખત થઇ ગયો છે, માટે ચાલો હવે રમવા જઇએ. કાલે આ વખતે નિશાળેથી છુટયા પછી તે પાઠ વાંચીશું. દરરોજ આવા બે પાઠ વાંચીએ અને એ ઉપર વિચાર કરીએ તથા આપણાં ઘરમાં અને આપણાં ફળીયાંમાં આપણાં ભાઇ-બેનોને એ વાત કહી બતાવીએ તોપણ ઘણું છે. એમ કહીને ડાહ્યાભાઈ ઉઠયા, એટલે સૌ છોકરા તેની સાથે રમવા ગયા.

૪૯૫૦



એ પછી બીજે દહાડે નિશાળેથી રજા મળ્યા પછી તુરતજ તે સૌ છોકરાઓ ડાહ્યાભાઇને ઘેર ગયા.

ત્યાં જઈ મગને કહ્યું:-કાલે તમે કહેતા હતા તે પાઠ વાંચી સંભળાવો, એ સાંભળવા માટે હું મણિલાલને અને હીરાબેનને પણ મારી સાથે તેડી લાવ્યો છું.

ડાહ્યાભાઇએ કહ્યું:-ઓહો! એ તો બહુ ખુશીની વાત, કારણ કે જેમ આપણે ખાવાની વસ્તુઓ બધા સાથે મળીને ભાગ પાડીને ખાઇએ છીએ, તેમજ આપણાં જ્ઞાનનો લાભ પણ આપણે આપણાં ભાઈ-બેનોને આપવો જોઇએ. તમે હીરાબેનને તેડી લાવ્યા એ બહુ સારૂં કર્યું. કારણ કે એને લીધે મારી લીલાબેન પણ સાંભળશે, નહિ તો એ શરમાળ છોકરી આપણો પાઠ સાંભળત નહિ. એમ કહીને ડાહ્યાભાઇએ વાંચવા સારૂ ચોપડી હાથમાં લીધી.

# પાઠ ૩ જો-ભણતર વિષે.

## આપણે શા માટે ભણવું જોઇએ?

ભાઇઓ અને બેનો! અહિં આવો, હું તમને એક મઝાની વાત કહું. તમે હમણાં બાળક છો, પણ કાંઇ હંમેશાં બાળક રહેવાનાં નથી. થોડાં વરસમાં તમે જુવાન થઇ જશો, તમારે ધંધો-રોજગાર કરવો પડશે, નોકરી-ચાકરી કરવી પડશે, અને થોડાં વરસમાં તમે મોટી મૂછોવાળા બહાદુર જુવાનો બની જશો. એ વખતે તમોને પૈસા-ટકા, માનપાન, અને કામકાજ જોઇશે, એ બધું શું તમારા ગીલ્લી દંડામાંથી

મળશે ? એ બધું શું તમે તળાવે ન્હાવા ભાગી જાઓ તેમાંથી મળશે ? એ બધું શું તમે વાંદરાઓની પેઠે અટક-ચાળાપણું કર્યા કરો એમાંથી મળશે ? એ બધું શું તમારી ધીંગા-મસ્તીમાંથી મળશે ? અને એ બધું શું કોડીએ રમવા-માંથી, ગંજીફા રમવામાંથી કે દડો ફેંકવામાંથી મળશે ? નહિ, એમાંથી એ કાંઇ મળવાનું નથી; પણ બચ્ચાંઓ, યાદ રાખજો કે એ બધું ભણુવામાંથીજ મળવાનું છે.

**ભણુવાથી થતા ફાયદા અને ન ભણુવાથી થતો પસ્તાવો.**

તમારે બહુ ધ્યાન રાખીને અને પ્રેમ રાખીને તથા આનંદથી ભણુવું જોઇએ, અને ખબ મહેનત કરીને ભણુવું જોઇએ. હમણાં તમે ભણુવાની કિંમત સમજતા નથી તેથી તમને ભણુવાનો કંટાળો લાગે છે; પણ જ્યારે તમે ભણુવાના ફાયદા સમજશો ત્યારે તમને એમ લાગશે કે અમે ભણુવામાં આળસ કર્યું એ બહુજ મોટી ભૂલ કરી છે. એટલુંજ નહિ પણ જો હમણાં ધ્યાન દઇને નહિ ભણો તો જ્યારે મોટા થશો ત્યારે તમને એમ પસ્તાવો થશે, કે અમે ભણ્યા હોત તો આ દુનીયામાં જાણુવા જેવી વાતો અમે જાણી શકત. જો અમે ભણ્યા હોત તો ઘણી બાબતોમાંથી નવો નવો આનંદ મેળવી શકત. જો અમે ભણ્યા હોત તો અમે મોટા માણુસ થઇ શકત. જો અમે ભણ્યા હોત તો અમે બીજાઓનું ભલું કરી શકત. જો અમે ભણ્યા હોત તો અમે અમારાં માબાપને તથા બાઇડી-છોકરાંને હાલના કરતાં ઘણાં વધારે સુખી કરી શકત. જો અમે ભણ્યા હોત તો ઘણી જાતના વહેમમાંથી અને ઘણી જાતનાં દુઃખમાંથી છુટી શકત; અને જો અમે ભણ્યા

હોત તો અમારી પાસે ઘણીએ વસ્તુઓના ભેદ ખુલ્લા થઇ જાત, અમારી આંખોમાં કાંઇક નવું તેજ આવી જાત, અમારી રીતભાતમાં મોટા માણસોનાં લક્ષણો આવી જાત અને ભણવાથી અજ્ઞાનનો પડદો ઉંચકાઇ જાય છે તેથી અમારા વિચારોમાં કાંઇક નવોજ રંગ, નવીજ ભભક અને નવુંજ બળ આવી જાત. આહા! ભણવાના ફાયદાની તે કેટલીક વાતો કરવી? એની ખુબી તો કાંઇક ઓરજ છે!

## તમને મૂર્ખ રહેવું ગમે છે કે ડાહ્યા થવું ગમે છે?

હવે બોલો, મારાં વહાલાં છોકરાંઓ! તમને શું ગમે છે? મૂર્ખ રહેવું ગમે છે કે ડાહ્યા થવું ગમે છે? જો ડાહ્યા થવું ગમતું હોય તો ધ્યાન દઇને ભણો. તમને ગરીબ રહેવું ગમે છે કે પૈસાદાર થવું ગમે છે? જો પૈસાદાર થવાનું ગમતું હોય તો પ્રેમ રાખીને ભણો. તમને તમારૂં અપમાન થાય એ ગમે છે કે તમને માન મળે એ ગમે છે? જો તમને માન ગમતું હોય તો ખૂબ મહેનત કરીને ભણો. તમને મજુર થવું ગમે છે કે શેઠ થવું ગમે છે? જો શેઠ થવાનું ગમતું હોય તો દુઃખ ભોગવીને પણ અભ્યાસ કરો. રાજાઓ તમારી વાત પણ સાંભળે નહિ એ તમને ગમે છે કે તમારી મરજી પ્રમાણે તમારા દેશના કાયદાઓ થાય એ તમને ગમે છે? જો તમારૂં ભલું થાય એવા કાયદા કરાવવા તમારી મરજી હોય તો તમે ખૂબ ભણો. અપમાનો ખમી ખમીને તથા ધપ્પાઓ ખાઇ ખાઇને તમે બીજાઓને આશરે પડયા રહો એ તમને ગમે છે, કે બીજાઓને તમે તમારા આશરામાં રાખીને મદદ કરી શકો એ તમને ગમે છે? જો બીજાઓના ધપ્પા ન ખાવા હોય અને

સ્વતંત્ર રહેવું હોય તો તમે ખૂબ ભણો. તમારાં માબાપ તમને નમાલા સમજે અને તમને ટોકયાજ કરે એ તમને ગમે છે, તમારાં માબાપ તમારાં વખાણ કરે અને તમારૂં માન રાખે એ તમને ગમે છે ? જો તમારૂં માન જળવાય એ તમને ગમતું હોય તો તમે ખૂબ ભણો; અને તમને ભાગ્યું-તુટયું ઘર, ફાટયાં-તુટયાં લૂગડાં, વાસ મારતાં હાંડલાં, ફૂવડ જેવી બાઈડી અને મુડદાલ જેવાં રોતીસુરત છોકરાંઓ ગમે છે, કે ઘરસંસારના ઉમદા વૈભવો ગમે છે ? જો તમોને દરિદ્રતા ના ગમતી હોય અને વૈભવો જોઇતા હોય તો તનથી તથા મનથી બહુ મહેનત કરીને તથા તમારાં માબાપની શક્તિના પ્રમાણમાં ખૂબ ખરચ કરીને પણ ભણો. તોજ તમે સુખી થઇ શકશો.

## ભણવાથી શું થાય ?

યાદ રાખજો કે ભણવાથીજ સોના-રૂપાની ખાણોની શોધ થએલી છે. બહુજ ભણેલાઓજ મોટા વેપાર અને પરોપકાર કરી શકે છે. બહુ ભણવાથીજ મોટામોટા હોદ્દા મેળવી શકાય છે. બહુ ભણવાથીજ દુનિયાને ફાયદો થાય તેવી નવી નવી શોધ કરી શકાય છે. અને જૂદી જૂદી જાતનાં હજારો કારખાનાં ચાલે છે તે બધાં વિદ્યા હુન્નરના અભ્યાસમાંથીજ થયાં છે; માટે તમારે ખૂબ ધ્યાન રાખીને જરૂર જરૂર ભણવું જોઇએ

## ભણવાની હમણાં તમને બહુ સારી તક છે.

ઓ મારાં વહાલાં છોકરાંઓ ! ભણવાની હમણાં તમને બહુ સારી તક છે. અનેક નિશાળો છે, અનેક ચોપડીઓ છે અને માસ્તરોની પણ ખોટ નથી. બહુજ થોડા ખરચમાં શિખી શકાય છે માટે તમારે જરૂર પ્રેમ રાખીને ભણવું જોઇએ. આવી તક હોય

છતાં જો તમે ભણુવામાં આળસ રાખશો તો મોટા થઈ ગયા પછી ફરીથી કદિ પણ આવી મઝાની તક મળવાની નથી. કારણુ કે જ્યાંસુધી તમે બાળક છો, ત્યાંસુધી ઇશ્વરની કૃપાથી તમને ખાવા-પીવાની, પહેરવા-ઓઢવાની, ઘર-બારની, ધંધા-રોજગારની, બાઇડી-છોકરાંની કે તમારાં માબાપોની તમોને ફિકર નથી. એટલુંજ નહિ પણ હમણાં તમારૂં અંતઃકરણ પવિત્ર હોય છે, અને નવું નવું જ્ઞાન મેળવવા માટે તે ઉઘાડું હોય છે, અને જેમ જેમ ઉમ્મર મોટી થતી જાય, ફિકર લાગતી જાય અને જંજાળો વધતી જાય તેમ તેમ અંતઃકરણ મલિન થતું જાય છે, તથા લાગણીઓ કઠોર થતી જાય છે, એટલે જ્ઞાન મેળવતાં મુશ્કેલી પડે છે; માટે જ્યાં સુધી તમારા અંતઃકરણમાં ઉલટી-સુલટી, સારી-માઠી છાપ બેસી ગઇ નથી ત્યાં સુધીમાં જાણુવા જેવી સાચી વાતો શિખી લો.

## ભણુવાથી થતા ફાયદા.

ભણુવાથી તમારી જુવાની સુધરશે, તમારા ઘડપણુમાં તમોને દિલાસો મળશે અને ધારશો તો તમે આપણા દેશના એક મોટા માણુસ થઇ શકશો; એટલુંજ નહિ પણ જો તમે ધ્યાન રાખીને ભણુશો તો પોતે સુખી થઇ શકશો, તમારાં માબાપોને સુખી કરી શકશો, તમારા દેશને ફાયદો થશે. અને આપણા લાખો ગરીબ ભાઈઓને મદદ કરી શકશો. ભણુવાથી જ્ઞાન તથા પ્રેમ વધી શકે છે અને તેથી ભણુનાર ઉપર ઈશ્વર રાજી થાય છે, તથા જેની ઉપર ઇશ્વર રાજી થાય છે તેનું બહુજ ભલું થાય છે. માટે સૌ છોકરાંઓએ બહુ ધ્યાન આપીને, ખૂબ મહેનત લઇને અને ભરપૂર પ્રેમ રાખીને

તથા ખુશી થઇ થઇને ભણવું જોઇએ.

## હવે તો હું જરૂર ભણવા જઇશ.

એ પછી ડાહ્યાભાઇએ કહ્યું:—કેમ, આ વાતો તમોને ગમે છે કે નહિ ?

એ સાંભળી રતિલાલે કહ્યું:—બહુજ મઝાની વાત. હવે હું જરૂર ભણવા જઇશ.

નાનાભાઈએ કહ્યું:—આવા પાઠ તો સૌ છોકરાઓને જરૂર વંચાવવા જોઇએ.

હીરાબેને કહ્યું:—આ ચોપડી તો બહુજ સારી છે. તમારે વાંચવી ન હોય ત્યારે મને આપજો; એટલે મારી માને વંચાવું અને પછી અમે પણ એ ચોપડી મંગાવીએ.

મણીલાલે કહ્યું:—ભણવા જવું પડે તે સારૂ પહેલાં તો હું બહુ કજીયા કરતો; પણ હવે તો જાઉં છું અને ભણવામાં થોડી થોડી મઝા પણ પડે છે; તોપણ કોઇ કોઇ વખત આળસ આવી જાય છે. પણ આ પાઠ સાંભળ્યા પછી હવે તો એ આળસને લાત મારવી પડશે.

ડાહ્યાભાઈ, પાઠ તો બહુ મઝાનો, પણ ઇશ્વર એટલે શું ? બધાં ઇશ્વર ઇશ્વર કહે છે એટલે હું પણ ઇશ્વર ઇશ્વર કહું છું; પણ એ માટે મને કાંઇ ચોકખી સમજણ પડતી નથી.

એ સાંભળીને ડાહ્યાભાઇએ કહ્યું કે, હવે ચોથો પાઠ ઇશ્વર વિષેનોજ આવે છે; પણ આજનો પાઠ બહુજ મોટો છે અને વિચાર કરવા જેવો તથા યાદ રાખવા જેવો છે; માટે આજે તો આ પાઠ ઉપરજ વાતો કરીએ. ઇશ્વર વિષેનો પાઠ કાલે વાંચીશું, એમ કહીને સૌ ઉઠયા અને આજના પાઠ બાબતની

વાતો કરતા કરતા રમવાના મેદાન તરફ ચાલ્યા.

## પાઠ ૪ થો—ઇશ્વર વિષે—ભાગ ૧ લો.

મહેતાજીએ પોતાનું ઘડીયાળ બતાવીને એક છોકરાને પૂછયું:—આ શું છે ?

છોકરાએ કહ્યું:—એ ઘડીયાળ છે.

મહેતાજીએ પૂછયું:—એ કોણે બનાવ્યું ?

છોકરાએ કહ્યું:—કોઇ માણસે એ બનાવેલું છે.

મહેતાજીએ કહ્યું:—જે માણસે આ ઘડીયાળ બનાવ્યું, તે માણસને તમે જોયા છે ?

છોકરાએ કહ્યું:—નહિ, મેં એ માણસને જોયા નથી.

મહેતાજીએ કહ્યું:—જ્યારે તમે આ ઘડીયાળ બનાવનાર માણસને જોયા નથી, ત્યારે તમે કેમ જાણ્યું કે આ ઘડીયાળ કોઇ માણસે બનાવેલું છે ?

એ સાંભળીને તે છોકરાએ કહ્યું:—પોતાની મેળે કાંઈ એ ઘડીયાળ થઇ શકે નહિ; તેમજ ઝાડ, પાણી, પત્થર કે જનાવરો પણ ઘડીયાળ બનાવી શકે નહિ. ઘડીયાળ બનાવી શકે એવી બુદ્ધિ તો માત્ર માણસોમાંજ છે; માટે હું ધારૂં છું કે એ ઘડીયાળ કોઇ માણસેજ બનાવેલું હશે.

એ પછી બીજા છોકરા સામે જોઇને મહેતાજીએ કહ્યું:— મણિલાલ, તમે આ વાતમાંથી શું સમજ્યા ?

મણિલાલે કહ્યું:—કોઇ પણ બનાવવાવાળો ન હોય ત્યાં

સુધી કોઈ પણ વસ્તુ એની મેળે બની શકે નહિ; માટે એ ઘડીયાળ બનાવનાર કોઇક પણ માણુસ હોવો જોઇએ, એમ વસનજીએ કહ્યું તે મને સાચું લાગે છે.

એ પછી ત્રીજા છોકરા સામે જોઇને મહેતાજીએ કહ્યું:-હરિભાઇ, આને મળતા બીજા દાખલા તમે આપી શકશો ?

હરિભાઇએ કહ્યું:-હા સાહેબ. આ નિશાળનું મકાન બનાવનાર માણુસને અમે ઓળખતા નથી, અને એ માણુસ ક્યાં છે તે પણ અમે જાણુતા નથી; તોપણુ એમ ધારી શકીએ છીએ કે આ મકાન કોઇ માણુસેજ બનાવેલું છે; કારણુ કે માણુસની મહેનત વિના અને માણુસના ડહાપણુ વિના આવું સરસ મકાન બાંધી શકાય નહિ.

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:-તમે શા કારણુ ઉપરથી એમ ધારો છો ?

ત્યારે તે છોકરાએ પોતાના હાથમાંની સીસાપેન દેખાડીને કહ્યું:-આ પેન કોઈના બનાવ્યા વિના થતી નથી, આ ખુરશી કોઇના કર્યા વિના થતી નથી, અને આ મારા ડગલાનું બટન પણ કોઈના બનાવ્યા વિના બનતું નથી; ત્યારે નિશાળનું આવું સરસ મકાન કોઇના બનાવ્યા વિના કેમ થઇ શકે ? માટે આ મકાનનો બનાવવાવાળો પણ કોઇક માણુસજ હોવો જોઇએ.

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:-તમારી અટકળ બરાબર છે. હવે જરા વિચાર કરો કે ચાંદા-સૂરજને કોણે બનાવ્યા ? સમુદ્રને કોણે બનાવ્યો ? આ ધરતીને કોણે બનાવી ? પવનને કોણે બનાવ્યો ? આકાશને કોણે બનાવ્યું ? અને આપણુને સૌને તથા પશુને, પંખીને અને ઝાડોને કોણે બનાવ્યાં ?

રામપ્રસાદે કહ્યું:-ઇશ્વરે.

મહેતાજીએ કહ્યું:-તમે કેમ જાણ્યું કે એ બધુ ઇશ્વરે બનાવ્યું ?

રામપ્રસાદે કહ્યું:-એવી અદ્ભુત બાબતો માણસોથી બની શકે નહિ, અને કોઈના બનાવ્યા વિના કોઇ પણ વસ્તુ થઇ શકે નહિ; માટે એ ઇશ્વરેજ બનાવેલું હોવું જોઇએ.

એ સાંભળીને બીજા છોકરા સામે જોઈને મહેતાજીએ કહ્યું:-હરિદાસ, રામપ્રસાદની વાતમાંથી તમે શું સમજ્યા?

હરિદાસે કહ્યું:-જેવી મોટી, સુંદર અને ઉપયોગી વસ્તુઓ ઇશ્વર બનાવી શકે તેવી વસ્તુઓ માણસો કે બીજું કોઇ બનાવી શકે નહિ. ચાંદો, સૂરજ, વિજળી, વરસાદ વગેરે વસ્તુઓ જોઇને એના બનાવનારનો આપણે વિચાર કરવો જોઇએ; અને એ વિચારીએ તો ઇશ્વર છે, એમ આપણને લાગ્યા વિના રહે નહિ.

એ સાંભળીને બીજા છોકરા સામે જોઇને મહેતાજીએ કહ્યું:-હુસેન, મોટી, સુંદર અને કોઇથી ન બની શકે તેવી બહુ ઉપયોગી વસ્તુઓ ઇશ્વરજ બનાવી શકે; અને બીજું કોઇ બનાવી શકે નહિ, એમ હરિદાસ કહે છે એ તમને ખરૂં લાગે છે ?

હુસેને કહ્યું:-સાહેબ, મને એ વાત સાચી લાગે છે.

મહેતાજીએ કહ્યું:-એ વાત સાચી લાગવાનું કારણ શું ?

હુસેને કહ્યું:-સાહેબ, એનું કારણ એજ છે કે ઇશ્વર ડાહ્યામાં ડાહ્યો છે; ભલામાં ભલો છે; રૂપાળામાં રૂપાળો છે; મોટામાં મોટો છે; બધી દુનિયાઓનો તે એકલોજ કુલ માલેક છે; બધા જીવોને બનાવવાવાળો છે; બધી વસ્તુઓનો નાશ થઈ જાય તોપણ એ કાયમ રહે એવો છે; માણસોનાં પાપ-

પુણ્યનો ઈન્સાફ કરવાવાળો છે; બધી જાતની શક્તિવાળો છે; અને એની બરાબરી કરી શકે એવી આ દુનિયામાં કે સ્વર્ગમાં કોઈ પણ વસ્તુ નથી; માટે જે આવો મોટો હોય તે સૌ જીવોનાં સુખ સારૂ ચાંદો, સૂરજ, દરિયો તથા આકાશ જેવી મોટી વસ્તુઓ બનાવે એમાં નવાઇ જેવું નથી.

મહેતાજીએ કહ્યું:–શાબાશ હુસેન, તમે તો ખુબી કરી ! જમશેદજી, ઈશ્વરની બાબતમાં તમે કાંઈ કહી શકશો ?

જમશેદજીએ કહ્યું:–હાજી. મારા બાવાએ મને શિખવ્યું છે કે ઇશ્વર આપણો પિતા છે; કારણ કે તે આપણું પાલન-પોષણ કરવાવાળો છે. એ બધે ઠેકાણે રહેલો છે. આકાશમાં પણ તે છે; આ ધરતીમાં પણ તે છે; ચાંદા-સૂરજમાં પણ તે છે; ઝાડ-પાનમાં પણ તે છે; અને આપણા શરીરમાં પણ તે છે. જ્યાં બીજું કાંઇ પણ ન હોય ત્યાં પણ તે હોય છે; તેથી આપણી છુપી વાતો પણ તે જાણી લે છે. એટલુંજ નહિ પણ આ જગત નહોતું ત્યારે પણ તે હતો અને આ જગતનો જ્યારે નાશ થઈ જશે ત્યારે પણ તે રહેશે. આટલો બધો મોટો અને આટલા બધા ગુણવાળો છતાં પણ તે એટલો બધો દયાળુ છે કે આપણી બધી પ્રાર્થનાઓ તે સાંભળે છે, અને આપણે માગીએ તે કરતાં પણ તે ઘણુંજ વધારે આપે છે; માટે આપણે હંમેશાં તેનું ભજન કરવું જોઈએ.

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:—શાબાશ, તમે પણ બહુ સારી રીતે સમજ્યા છો. હવે આવતી કાલે એ વિષે બીજું વધારે કહીશ. એમ કહીને મહેતાજીએ છોકરાઓને રજા આપી.



# પાઠ ૫ મો—ઇશ્વર વિષે—ભાગ ૨ જો.

બીજે દિવસે મહેતાજીએ કહ્યું:-વામનરાવ, તમે ઇશ્વર વિષે કાંઈ જાણો છો ?

ત્યારે વામનરાવે કહ્યું:-હા સાહેબ, મારી મા મંદિરમાં કથા સાંભળવા જાય છે ત્યારે હું પણ તેની સાથે જાઉં છું. ત્યાં મેં સાંભળ્યું છે કે ઇશ્વર તો છે, છે ને છેજ. એનો કોઈ દિવસ જન્મ થતો નથી, એ કોઈ દિવસ ઘરડો થતો નથી, એ કોઇ દિવસ મરી જતો નથી, એ વધતો પણ નથી, એ ઘટતો પણ નથી અને એનામાં કદિ પણ કાંઈ પણ ફેરફાર થતો નથી. એ તો હંમેશાં એવો ને એવોજ રહે છે. એ બધાંની અંદર છે અને એ બધાંની બહાર પણ છે. એને મન ગરીબ અને પૈસાવાળા બધા સરખા છે. એના ગુણનો કાંઈ પાર આવે એમ નથી અને એનું પૂરેપૂરૂં સ્વરૂપ કોઈથી પણ જાણી શકાય એમ નથી.

મહેતાજીએ કહ્યું:—ઇશ્વર પૂરેપૂરો જાણી શકાય નહિ તેનું કારણ શું ?

એ સાંભળીને વામનરાવ વિચાર કરવા લાગ્યો, ત્યારે હરિહરે કહ્યું:-તેનું કારણ હું કહું ?

વામનરાવ જવાબ દઇ શક્યો નહિ તેથી મહેતાજીએ તેને કહેતાં હરિહરે કહ્યું:—

માણસો થોડું જાણવાવાળાં છે અને ઇશ્વર બધું જાણવાવાળો છે; માણસો મરી જાય એવાં છે અને ઇશ્વર મરે નહિ

એવો છે; માણુસોને ઘણી જાતના અડચણો નડે છે, પણ ઇશ્વરને કોઇપણ જાતની અડચણ નડતી નથી; માણુસો પાપ કરે છે, પણ ઈશ્વર પાપ કરતો નથી; માણુસો જોઈ શકે નહિ ત્યાં ઈશ્વર જોઈ શકે છે; માણુસો સાંભળી શકે નહિ ત્યાં ઈશ્વર સાંભળી શકે છે; માણુસો જઇ શકે નહિ ત્યાં ઈશ્વર જઇ શકે છે; અને માણુસોથી બની શકે નહિ એવાં કામો ઈશ્વર કરી શકે છે; માટે એવા મોટામાં મોટા ઇશ્વરને માણુસો પૂરેપૂરો ઓળખી શકે નહિ.

મહેતાજીએ કહ્યું:—વાહરે વાહ ! હરિહર, તમે ખૂબ સારૂં સારૂં યાદ રાખ્યું છે હો. હવે મને કહો કે આ તમે કયાંથી શિખ્યા?

હરિહરે કહ્યું:-અહિંની નિશાળમાં તો આ વાતો ચાલતી નથી; પણ હું જ્યારે બે મહિના ઉપર અમારા ગામમાં ભણતો ત્યારે ત્યાંના મહેતાજી અઠવાડિઆમાં બે વખત પોતાને ઘેર તેડી જઈને અમને ઈશ્વરની વાતો સંભળાવતા અને પ્રસાદ આપતા. તેથી ઘણા છોકરાઓ ભેળા થતા અને અમને સૌને બહુ મઝા પડતી હતી.

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:-એ પણ બહુ સારો રસ્તો. વારૂ, એ સિવાય ઈશ્વર વિષે બીજું કાંઈ તમે જાણો છો

હરિહરે કહ્યું:-હાજી, ગોવાળ ન હોય તો ગાંયો પાધરી ચાલે નહિ, અને નિશાળમાં મહેતાજી ન હોય તો છોકરાઓ તોફાન કર્યા વિના રહે નહિ; તેમજ જો ઈશ્વર ન હોય તો આ જગત સારી રીતે ચાલી શકે નહિ.

મહેતાજીએ કહ્યું:-ઇશ્વર વિના શા માટે ન ચાલે ?

હરિહરે કહ્યું:-માથે ધણી ન હોય તો ઢોર પણ પાધરાં ચાલે નહિ, ત્યારે પવન, વિજળી, વરસાદ, દરિયો અને આકા-

શના તારાઓ ધણી વિના કેમ સીધાં ચાલે ? માટે એને બના-વવાવાળો કોઇક પણ તેનો ઉપરી હોવોજ જોઇએ; અને તે ઇશ્વર છે; માટે આપણે તેનું ભજન કરવું જોઇએ.

મહેતાજીએ કહ્યું:-ભલે એ બધાંને બનાવવાવાળો અને એ બધાંને પોતાના તાબામાં રાખવાવાળો ઇશ્વર હોય, પણ એ ઇશ્વરનું ભજન કરવાની આપણને શી જરૂર ?

હરિહરે કહ્યું:-આ જગત ઇશ્વરે બનાવેલું છે. મને, તમને અને બીજાં બધાં માણસોને પણ ઇશ્વરેજ બનાવેલાં છે. આપણાં સુખ માટે તે એક ગોટલીમાંથી હજારો કેરી થાય એવો મોટો આંબો બનાવી દે છે. આપણાં સુખ માટે તેણે ચાંદો-સૂરજ બનાવેલા છે. આપણાં સુખ માટે તે ગાયોમાં દૂધ ભરી રાખે છે, આપણાં સુખ માટે તેણે આપણને અક્કલ આપી છે. આપણાં સુખ માટે તેણે આ ધરતીમાં પાણી ભરી મૂકયું છે. આપણાં સુખ માટે તે બાજરાના દાણામાંથી હજારો દાણા થાય એવું મોટું ડુંડું બનાવી આપે છે. આપણાં સુખ માટે તેણે સોનું, રૂપું, લોઢું અને કોલસા વગેરે બનાવેલું છે. આપણાં સુખ માટે તેણે આપણાં માબાપના મનમાં હેત આપેલું છે. આપણાં સુખ માટે તેણે હજારો જાતનાં ફળ-ફૂલો બના-વેલાં છે; અને તેજ આપણને જીવતા રાખે છે; માટે આપણે તેની ભક્તિ કરવી જોઇએ.

મહેતાજીએ કહ્યું:—શાબાશ, તમે બહુ સારી રીતે સમ-જેલા છો. આજે આટલી વાતો યાદ રાખજો, એ બાબતની નવી હકીકતો હું તમને આવતી કાલે કહીશ.

# પાઠ ૬ ઠ્ઠો–ભક્તિ વિષે.

એ પછી બીજે દિવસે ધર્મનું જ્ઞાન આપવાનો વખત થયો ત્યારે મહેતાજીએ છોકરાઓ સામે જોઈને કહ્યું:-આપણે કેવી રીતે ઈશ્વરની ભક્તિ કરવી જોઈએ? આપણે શું કરીએ તો ઈશ્વર રાજી થાય?

પહેલો નંબર:—આપણો ધર્મ પાળવાથી ઈશ્વર રાજી થાય.

એ પછી મહેતાજીએ બીજા નંબરવાળા છોકરા સામે જોવાથી તેણે કહ્યું:—માબાપનું કહ્યું માનવાથી રાજી થાય.

ત્રીજાએ કહ્યું:-ભગવાનના હુકમો પાળવાથી તે રાજી થાય છે.

ચોથાએ કહ્યું:-ઈશ્વર ઉપર વિશ્વાસ રાખવાથી ઈશ્વર રાજી થાય છે.

પાંચમાએ કહ્યું:-ઈશ્વરનું નામ વારંવાર યાદ કરીએ અને તેનો ઉપકાર માન્યા કરીએ તો ઈશ્વર રાજી થાય છે.

છઠ્ઠાએ કહ્યું:-ઈશ્વર જેમ રાખે તેમ રહેવાથી ઈશ્વર રાજી થાય છે.

સાતમાએ કહ્યું:-ઈશ્વર ઉપર પ્રેમ રાખવાથી તે રાજી થાય છે.

આઠમાએ કહ્યું:-ઈશ્વરથી ડરીને ચાલવાથી તે રાજી થાય છે.

નવમાએ કહ્યું:-ખૂબ ભણવાથી ઈશ્વર રાજી થાય છે.

દશમાએ કહ્યું:-ગરીબો પર દયા રાખવાથી તે રાજી થાય છે.

અગીઆરમાએ કહ્યું:-લોભ ન રાખીએ તો રાજી થાય.

બારમાએ કહ્યું:-ક્રોધ ન કરીએ તો ઈશ્વર રાજી થાય છે.

તેરમાએ કહ્યું:-અભિમાન ન કરીએ તો ઇશ્વર રાજી થાય છે.

ચૌદમાએ કહ્યું:-કોઇને પણ દુ:ખ ન દેવાથી રાજી થાય.

પંદરમાએ કહ્યું:-નીતિથી ચાલવાથી ઇશ્વર રાજી થાય છે.

સોળમાએ કહ્યું:-પાપ ન કરીએ તો ઇશ્વર રાજી થાય છે.

સત્તરમાએ કહ્યું:-ખોટું બોલીએ નહિ, ચોરી કરીએ નહિ; મારામારી કરીએ નહિ, કોઇને ગાળો દઇએ નહિ, કોઇની નિંદા કરીએ નહિ, કોઇની અદેખાઇ કરીએ નહિ અને કોઇને દુ:ખ દઇએ નહિ તો ઇશ્વર રાજી થાય છે.

અઢારમાએ કહ્યું:-સૌના વાંક માફ કરીએ અને કોઇ ઉપર વેર ન રાખીએ તો ઇશ્વર રાજી થાય છે.

ઓગણીસમાએ કહ્યું:-જગતનું ભલું થાય તેમ કરવાથી ઇશ્વર રાજી થાય છે.

વીસમા નંબરવાળાએ કહ્યું:-ઇશ્વરની પ્રાર્થના કરવાથી તે રાજી થાય છે. માટે દરરોજ સવારમાં ઉઠતી વખતે, સેવા-પૂજા વખતે, જમતી વખતે, તેમજ રાતે સૂતી વખતે તેનું નામ યાદ કરીને તથા તેનો ઉપકાર માનીને તેની પ્રાર્થના કરવી જોઇએ.

એ સાંભળીને તે છોકરાઓને મહેતાજીએ કહ્યું, કે તમારી સૌની વાતો સાચી છે; પણ તમે બધા હજી ઇશ્વર વિષેની માત્ર એકેક બબ્બે વાતોજ જાણો છો. ધીરે ધીરે આ બધીજ બાબતો તમારે સૌએ જાણવી જોઇએ. હવે રજાનો વખત થઇ ગયો છે, માટે આવો આપણે પાંચ મિનિટ ઇશ્વરની પ્રાર્થના કરી લઇએ. તમે તે ધ્યાન રાખીને સાંભળો, અને જ્યારે તમારા મનમાં ઇશ્વર વિષેના ઉભરાઓ આવે ત્યારે

પણ એવી એવી પ્રાર્થનાઓ કર્યા કરજો. એમ કહીને હાથ જોડી માથું નીચું નમાવીને મહેતાજી બોલવા લાગ્યાઃ-

હે ઇશ્વર ! તુંજ એક સત્ય છે. અમને બનાવવાવાળો તું છે; અમારૂં પાલન-પોષણ કરવાવાળો તું છે; અમોને બુદ્ધિ આપવાવાળો તું છે; અમોને તારવાવાળો તું છે અને અમારે સાચો સગો પણ તુંજ છે. હે પ્રભુ ! તારી શક્તિ બેહદ છે તારૂં ડહાપણ અપાર છે, અને તારી ગતિનો પાર કોઇ પણ પામી શકે એમ નથી. ૧.

હે પ્રભુ ! તમે ઘરડા થાઓ નહિ એવા છો; તમારે જન્મ થાય નહિ એવા છો; તમે નાશ પામો નહિ એવા છો તમે સદાય અમર રહેવાવાળા છો; તમે દેવતાઓને પણ બનાવનારા છો; જ્યારે કાંઇ પણ નહોતું ત્યારે પણ તમે હતા તથા કાંઇ પણ નહિ રહે ત્યારે પણ તમે રહેશો. ૨.

હે પ્રભુ ! વગર આંખે પણ તમે આખા જગતને દેખી શકો છો; વગર કાને પણ તમે આખા જગતની બધી વાતો સાંભળી શકો છો; અમારા જેવા હાથ વિના પણ તમે બધાને પકડી શકો છો; અને અમારા પગ જેવા પગ વિના પણ તમે પૃથ્વીમાં, પૃથ્વીની નીચે પાતાળમાં અને આકાશની પણ ઉપર જઇ શકો એવા છો. તમે મોટામાં મોટા પણ છો અને નાનામાં નાના પણ છો. તમે દૂરથી પણ દૂર છો અને પાસેથી પાસે પણ છો. ૩

હે પ્રભુ ! તમે અમારી આગળ પણ છો અને તમે અમારી પાછળ પણ છો. તમે અમારી અંદર પણ છો અને બહાર પણ છો. અમારી ઉપર પણ છો અને નીચે પણ છો

તમે સર્વ ઠેકાણે રહેલા છો. હે પ્રભુ! એવી કોઇ પણ જગ્યા નથી કે જ્યાં તમે ન હો. ૪

ડુંગરની ટોચ ઉપર પણ તમે રહેલા છો, અને સમુદ્રના તળીયામાં પણ તમે રહેલા છો. ઉજ્જડ જંગલમાં પણ તમે રહેલા છો. અંધારી ગુફામાં પણ તમે રહેલા છો. અને અમારા અંતરમાં પણ તમે રહેલા છો. ૫

હે ઇશ્વર! તમારા હુકમથીજ સૂરજ અજવાળું આપે છે; તમારા હુકમથીજ વરસાદ વરસે છે; તમારા હુકમથીજ પવન ચાલે છે; તમારા હુકમથીજ સમુદ્રમાં ભરતી-ઓટ થાય છે; અને તમારા હુકમથીજ શિયાળો, ઉનાળો અને ચોમાસું આવે છે અને જાય છે. ૬

. હે પ્રભુ! અગ્નિમાં જે ગરમી છે તે તમે મૂકેલી છે; પાણીમાં જે ઠંડક છે તે તમે આપેલી છે; સૂરજમાં જે તેજ છે તે તમે આપેલું છે; ચાંદામાં જે શાંતિ છે તે તમે આપેલી છે; વિજળીમાં જે ઝડપ છે તે તમે આપેલી છે; પવનમાં જે બળ છે તે તમે આપેલું છે; ફૂલમાં જે સુગંધ છે તે તમે આપેલી છે; અને ફળોમાં જે મિઠાશ છે તે તમેજ આપેલી છે. ૭.

હે ઇશ્વર! જે બળવાળા છે તેને બળ તમે આપેલું છે; ડહાપણવાળાને ડહાપણ તમે આપેલું છે; ધનવાળાને ધન, રૂપાળાને રૂપ, ગુણવાળાને ગુણ, અને જ્ઞાનવાળાને જ્ઞાન પણ તમેજ આપેલું છે. ૮.

હે પ્રભુ! તમે અમને સાંભળવા સારૂ કાન આપ્યા છે; જોવા સારૂ આંખો આપી છે; બોલવા સારૂ જીભ આપી છે; અને વિચાર કરવા સારૂ બુદ્ધિ આપી છે; એ કાંઇ તમારો

થોડો ઉપકાર નથી. ૯.

હે પ્રભુ ! તમારો સૂરજ અમને અજવાળું આપે છે; તમારી નદીઓ અમને પાણી આપે છે; અને તમારી જમીન અમોને ખાવા સારૂ અનાજ આપે છે. આ બધો તમારો મોટો ઉપકાર છે. ૧૦.

હે પ્રભુ ! કોઇ માણસ કદિ આકાશના તારા ગણી શકે; માથાના વાળ ગણી શકે; રેતીના કણ ગણી શકે; સમુદ્રનાં મોજાં ગણી શકે; અને કદિ કોઇ વરસાદનાં ટીપાં પણ ગણી શકે; પણ હે ઇશ્વર ! તારા ગુણ અને તારા ઉપકાર તો કોઇથી કદિ પણ ગણી શકાય તેમ નથી. ૧૧.

એમ કહી મંહેતાજીએ હાથ જોડી માથું નમાવ્યું; એટલે સૌ છોકરાઓએ પણ તે પ્રમાણે કર્યું. એ પછી ૐ શાંતિ: શાંતિ: શાંતિ: એમ કહીને સૌ છુટા પડયા.

## પાઠ ૭ મો—છોકરાંઓનાં સારાં કામો.

એ પછી બીજે દિવસે નિશાળમાંથી રજા મળ્યા પછી મણિભાઈની સાથે ઘણા છોકરાઓ ડાહ્યાભાઇને ત્યાં આવ્યા, અને પૂછવા લાગ્યા કે આજના પાઠમાં નવું શું છે ?

ડાહ્યાભાઇએ કહ્યું:— આજનો પાઠ તો બહુ સરસ છે. કારણ કે નાનાં છોકરાંઓ સારાં કામો કેમ કરી શકે એ તેમાં સમજાવેલું છે.

એ સાંભળીને ત્યાં બેઠેલાં ડાહ્યાભાઇની દાદી હસી પડયાં

અને બોલી ઉઠયાં કે છોકરાંને તો મસ્તી કરતાં આવડે; એમને તે સારાં કામો કરતાં ક્યાંથી આવડે ? એ બિચારાં તે એવડી નાની ઉમ્મરમાં સારાં કામમાં શું સમજે ? અમે આવાં ઘરડાં થયાં તોપણ હજી અમને સારાં કામો કરતાં આવડતાં નથી; ત્યારે આજકાલના ટીણકુજી તે સારાં કામો શું કરી શકે ?

એ સાંભળીને ડાહ્યાભાઇએ કહ્યું:—છોકરાંઓ તો ઘણાંએ સારાં કામો કરી શકે. તમારે એ જાણવું હોય તો આ પાઠ સાંભળો.

ત્યારે તેની દાદીએ કહ્યું:-વાંચ ભાઇ, વાંચ.

તેથી ત્યાં પોતાના ફળીઆમાં એક ઓટલા ઉપર બેસીને ડાહ્યાભાઈ તે પાઠ વાંચવા લાગ્યા.

• આપણા દેશમાં વીસ પચીસ વરસ પહેલાં **સ્વામી વિવેકાનંદ** કરીને એક મોટા મહાત્મા થઈ ગયા. તેમના સદ્‌ગુણો, તેમનું જ્ઞાન અને તેમની પરોપકારી વૃત્તિ જોઇને યુરોપ તથા અમેરીકાનાં પણ અનેક સ્ત્રી પુરૂષો તેમનાં શિષ્ય બનીને હિંદુ ધર્મ પાળતાં હતાં. એઓમાંનાં એક બાઇએ તો પોતાનું નામ સુધાં હિંદુનામ " નિવેદિતા બ્હેન " એવું રાખ્યું હતું. બંગાળામાં એ બ્હેને ગરીબ લોકોની બહુ સેવા બજાવી છે. તેઓ ગરીબ લોકો રહેતા હોય તે ફળીઆમાં જતાં અને હાથે વગાડવાનું મોટું વાજું વગાડતાં, તેથી એ વાજું સાંભળવા સારૂ ત્યાં ઘણાં છોકરાંઓ ભેળાં થઈ જતાં. પછી તે બાઈ તેમને કહેતાં કે;—

ઓ મારાં વહાલાં છોકરાંઓ ! અહિં આવો, હું તમને ખાવાનું આપું અને મઝેની વાતો કહું. જે છોકરાંઓ અર્ધો

કલાક મારી વાતો સાંભળશે તે બધાંને એક એક સક્કરજન આપીશ અને જે એ વાતો યાદ રાખીને ફરીથી મને કહી બતાવશે તેને આ "સોનેરી શિખામણ" ની ચોપડી ભેટ આપીશ. આમ હોવાથી ઘણાં છોકરાંઓ એ ભલી બાઈની વાતો સાંભળવા સારૂ ત્યાં ઉભાં રહેતાં. તેઓની આગળ એ બાઇ કહેતી કે–

આપણે ભલા થઇએ તો ભગવાન રાજી થાય છે; આપણે ભલા થઈએ તો આપણને જે જોઇએ તે મળે છે; આપણે ભલા થઇએ તો આપણાં માબાપ ખુશી થાય છે; આપણે ભલા થઈએ તો આપણા માસ્તર આપણી ઉપર મહેરબાની રાખે છે; આપણે ભલા થઇએ તો આપણી ઉપર આપણા મિત્રો બહુ હેત રાખે છે; આપણે ભલા થઈએ તો આપણી આબરૂ વધે છે; અને આપણે ભલા થઇએ તો આપણને બહુ સુખ થાય છે; માટે આપણે ભલા થવું જોઇએ; વળી ભલા થવા સારૂ આપણે ભલા વિચારો અને રૂડી વાતો કરવા ઉપરાંત સારાં કામો પણ કરવાં જોઇએ. તમે હમણાં નાના છો, તો તમારે હમણાં નાનાં નાનાં પણ ભલાઇનાં કામો કરવાં જોઇએ; કારણ કે જો હમણાં તમને નાનાં નાનાં ભલાં કામો કરતાં આવડશે તો પછી જ્યારે તમે મોટાં થશો, ત્યારે ભલાઈનાં મોટાં મોટાં કામો પણ કરતાં આવડશે.

કોઈ છોકરાની પેનસીલ ખોવાઇ ગઈ હોય અને તમારી પાસે વધારે પેન હોય, અથવા એ વખતે તમારી પેનની તમને જરૂર ન હોય તો તમારી પેન તમારે તેને વાપરવા આપવી જોઇએ. કોઇ છોકરાનો શાહીનો ખડીઓ ઢોળાઇ ગયો હોય

અથવા કોઇ કારણુસર કોઇ છોકરો પોતાનો શાહીનો ખડીઓ નિશાળમાં ન લાવી શકયો હોય, તો તમારા ખડીયામાંથી તેને લખવા દેવું જોઇએ. કાંઇ કામકાજને લીધે તમારા ધોરણવાળો કોઈ છોકરો નિશાળે ન આવી શકયો હોય, તેથી જો તમોને પૂછે કે શું લેસન ચાલ્યું, અથવા શું લેસન ચાલવાનું છે, તો એ બાબતમાં તમો જે જાણતા હો તે તમારે કહેવું જોઈએ. તમારી પાસે પીવાનું પાણી હોય અને કોઇ છોકરાને તરસ લાગી હોય, તો તમારે તેને પાણી પીવા આપવું જોઇએ. કોઇ છોકરૂં ભૂલું પડયું હોય અને તમે તેનું ઘર કે ફળીયું જાણતા હોય, તો તે બતાવવાની ભલાઇ તમારે કરવી જોઇએ. તમારા પાડોશમાં કોઇ આંધળું, લુલું, માંદું કે દુ:ખી માણસ હોય અને તે જો તમારાથી બની શકે એવું કાંઇ સહેલું કામ-કાજ કોઇ વખત તમોને બતાવે, તો તમારે તે કરી આપવું જોઇએ. કોઇ ભૂખે મરતું કૂતરૂં તમારા ફળીઆમાં તમારા જોવામાં આવે તો તમારી માને કહીને તેને રોટલાનો કટકો નાખવો. કોઈ ગરીબ છોકરા પાસે ચોપડી ન હોય અને તમારી પાસે આગલા ધોરણમાં ચાલી ગયેલી ચોપડીઓ નકામી પડી રહેલી હોય, તો તે તેને વાપરવા આપવી જોઇએ.

બોલો, મારાં વહાલાં છોકરાંઓ ! આવાં સહેલાં સહેલાં ભલાં કામો તમારાથી બની શકે કે નહિ?

એ સાંભળી તેમાંથી ઘણાં છોકરાંઓ બોલી ઉઠયાં કે, હા, માજી, અમારાથી એવાં ભલાં કામો બની શકે એમ છે.

એ પછી બીજાઓનું ભલું કરનારી તે દયાળુ બાઇએ કહ્યું:- આવતા રવિવારે આ વખતે હું પાછી તમારી પાસે આવીશ.

એ વખતે જે છોકરાંઓ આ વાતો પાછી મને કહી બતાવશે તેને આ 'સોનેરી શિખામણ' નું પુસ્તક ઇનામ તરિકે આપીશ; અને જે છોકરાંઓ એક અઠવાડીઆમાં પોતે કરેલાં ભલાં કામો કહી બતાવશે તેઓને એક એક રૂમાલ ભેટ આપીશ; જે છોકરાંએ તેમાં સૌથી વધારે સારાં કામો કરેલાં હશે તેને મઝેની ટોપીનું ઇનામ આપીશ, અને જેને કાંઇ પણ ઇનામ નહિ મળે તેને પણ એક એક નારંગી ખાવા આપીશ; માટે આવતા રવિવારે સૌ છોકરાંઓ, જરૂર અહિં આવજો. હવે હારમાં બેસી જાઓ અને આ એક એક સક્કરજન લ્યો.

એમ કહીને તે ભલી બાઇએ બધાં છોકરાંઓને સક્કરજન આપ્યાં અને સૌએ ઉપકાર માનીને લીધાં.

એ પછી તે છોકરાંઓનાં વખાણ કરીને તથા સૌ છોકરાંઓ સાથે બહુ હેતથી સલામ કરીને, તે પરોપકારી બાઇ ત્યાંથી ચાલી ગઇ.

આ પાઠ સાંભળીને ડાહ્યાભાઇની દાદીએ કહ્યું:–ઓહો ! આ તો બહુ મઝાની વાત. આવી વાતો તો છોકરાંઓને જરૂર શિખવવી જોઇએ.

પછી તેણે કહ્યું કે, રળિયાત વહુ, મોટાભાઇ આજે બાજરાનો પોંક લઇ આવેલા છે તે લાવો. આ છોકરાંઓએ આપણને મઝાની વાત સંભળાવી માટે આપણે તેમને તાજો તાજો પોંક ખવરાવીએ. એ પોંકમાં નવા તલ અને સાકરનો ભૂકો નાખજો.

એ સાંભળી રળિયાત વહુ પોંક લેવા ઉઠયાં, ત્યારે તેની નાનકડી ચકુડીએ કહ્યું:–હું એકલી પોંક ખાઇશ, કોઇને આપવા નહિ દઉં. એમ કહીને તે પોતાની માની પાછળ દોડવા સારૂ ઉભી થઇ.

દાદીએ તેનો હાથ પકડીને તેને રોકી રાખી, અને કહ્યું: ગાંડી છોકરી! તને કાંઈ ખબર છે? પ્રથમ બધાંનો ભાગ ડી પછી આપણે ખાવું જોઈએ. જો બધું આપણે એકલાં ઈ જઈએ તો આપણને પાપ લાગે. હું નાની હતી ત્યારે પણ તારા જેવી હતી. કોઇને કાંઇ આપવા દઉં નહિ અને હું એકલીજ ખાઈ જતી. એથી હું રોજ રોજ માંદી પડતી ને બધાંની અદેખાઇ કર્યા કરવાથી મન બાળ્યા કરીને રોતીસુરત જેવી રહેતી હતી. મને જોઈ મારા મામા તા કે આ છોકરી કોઈનો ભાગ પાડતી નથી ને બધું ને એકલીજ ખાઇ જાય છે; માટે એ જલદી મરી જશે, અને ખર એમજ થયું. એક વખત કોઇનો ભાગ પાડયા વિના ખૂબ પેટ ભરીને ખાઇ ગઈ તેથી બહુ માંદી થઈ અને ાંથી મરવા પડી એમાંથી માંડમાંડ બચી, પણ એ પછી ા દહાડા સુધી મને કોઇ ચીજ ખાવી ભાવે નહિ એવું થઇ . એ વખતથી હું બીજાઓને ભાગ વહેંચી આપવાનું શિખી; ે ચકુડી, જો તારે પણ વહેલું વહેલું મરી જવું હોય તો એકલી એકલી ખાજે અને જો જીવવું હોય તો બધાનો ભાગ ડીને પછી તારોજ ભાગ તું ખાજે.

એ સાંભળી ડાહ્યાભાઈ બોલ્યા: એવો પાઠ તો આમાં પણ છે. ડોશીએ કહ્યું:—તારી બા પોંક લાવે એટલામાં તો ચકુબેન એ વાંચી લેશે; માટે ચકુબેનને એ પાઠ બતાવ એટલે તે વાંચે. ડાહ્યાભાઇએ તે પાઠ કહાડીને પોતાની નાની બેન ચકુ-ેના હાથમાં ચોપડી આપી, ત્યારે ચકુબેન તે વાંચવા લાગી.



# પાઠ ૮ મો–ભાગ પાડીને ખાવું જોઇએ.

એક ફળીઆમાં બે છોકરા રહેતા હતા. તેમાં એકનું નામ ફીકો અને બીજાનું નામ કાકુ હતું. તે બન્ને છોકરાઓ સાથે રમતા અને સાથે ભણતા; પણ તેમની રીતભાત જૂદી જૂદી હતી. ફીકો એકલપેટા સ્વભાવનો હતો, તેથી કોઇને કાંઇ મદદ કરતો નહિ. કોઇ વખત કોઈ પાડોશી તેને કાંઈ કામ કરવાનું કહે તો તે કરતો નહિ, અને ઘરમાં પણ કોઇ સાથે હળીમળીને રહેતો નહિ. તેથી કોઇ માણસ તેની ઉપર હેત રાખતું નહિ, અને કોઇ છોકરાં તેની દોસ્તી કરતાં નહિ. કાકુ બહુ ભલો હતો, તેથી ઘણાં માણસો તેની ઉપર બહુ હેત રાખતાં હતાં. તે પોતાના માબાપનું કહ્યું માનતો; જરૂર પડે ત્યારે પોતાનાં પાડોશીઓનું કામકાજ કરી આપતો; પોતાનાં ભાઇબેનો, પાડોશીનાં છોકરાંઓ તથા નિશાળના પોતાના ભાઇબંધો જે હાજર હોય તેઓને પોતાની ખાવાની વસ્તુમાંથી ભાગ પાડી આપતો, અને સૌ સાથે હળીમળીને રહેતો હતો. આમ કરવાથી તે પોતાના જે ભાઇબંધને ઘેર જાય ત્યાંથી તેને પણ નવું નવું ખાવા-પીવાનું મળતું હતું, જે સગાંઓને ઘેર જાય તે તેનાં વખાણ કરતાં હતાં, અને જે જે પાડોશીને ઘેર જાય તે બધાં તેને માન આપતાં હતાં. તે સૌની ઉપર હેત રાખતો, અને પોતાના ભાગમાંથી સૌને ભાગ પાડી આપતો હતો, તેથી તેને રોજ રોજ નવું નવું ખાવાનું મળતું હતું. જેમકે-કાકુને ઘેર ધાણી શેકાવેલી હતી તે તેણે પોતાના પાડોશીનાં

કરાંઓને આપી; એટલે પાડોશીના એક છોકરાએ તેને રડીનાં બટકાં આપ્યાં. બીજે દિવસે પાડોશીના બીજા છોક-ાએ તેને ખમણ પહુવા આપ્યા. ત્રીજે દિવસે એક ત્રીજા કરાએ તેને દ્રાક્ષ આપી. ચોથે દિવસે તેની નાની બેન ોતાના મામાને ત્યાં ગઇ હતી, ત્યાં તેને બરફી ખાવા આપી ુતી તેમાંથી તે પોતાના કાકુભાઇ સારૂ બરફી લેતી આવી. એક ાઇબંધને ત્યાં તેની વાડીનાં જમરૂખ આવ્યાં હતાં, તે પોતાના ાઇબંધ કાકુ સારૂ જમરૂખ લઇ આવ્યો; અને કાકુ પોતાની ાકીની કાકુડીને રમાડયા કરતો તેથી કાકી પણ તેને માટે ાંઇ કાંઇ સારી સારી ખાવાની વસ્તુઓ રાખી મૂકતી હતી. આ રીતે કાકુ પોતાની ધાણીમાંથી બીજાં છોકરાંઓનો ભાગ ાડી આપે તેના બદલામાં તેને ઘણી વખત આટલી બધી ાવી નવી ચીજો ખાવા માટે મળતી હતી. વળી એ બધાં તેની ઉપર હેત રાખતાં હતાં, તેથી કદિ કોઇ દિવસ તેની પાસે ચોપડીઓ ન હોય, કે કોઇ દિવસ પેનસીલ ન હોય, કે કોઇ દિવસ શાહી કે કાગળ ન હોય, તો પણ તે મુંઝાતો નહોતો. ોતાના ભાઇબંધો પાસેથી એ બધું તેને મળી રહેતું હતું; એટલુંજ નહિ પણ કદિ કોઈ ખરાબ છોકરો કાકુને મારવા આવે તો સૌ છોકરાંઓ કાકુને મદદ કરતાં, તેથી કોઇ તેને ારી શકતું નહિ. તે પોતાના ભાઇબંધો ઉપર બહુ હેત ાખતો અને પોતાને સારૂ ખાવાનું હોય તેમાંથી પોતાના ભાઇબંધોને ખાવાનું આપતો હતો, તેથી બધાં છોકરાંઓ તથા એ છોકરાંઓનાં માબાપો પણ તેની ઉપર હેત રાખતાં હતાં.

ભલો કાકુ જ્યારે આવી રીત મઝામાં રહેતો ત્યારે કોઇને

ભાગ ન આપનાર અને બધું પોતે એકલોજ ખાઈ જનાર કીકાના શું હાલ હતા એ તમને ખબર છે? કાકુને જેમ બધે ઠેકાણેથી સારૂં સારૂં ખાવા-પીવાનું મળતું તેમ કીકાને મળતું નહોતું. કીકાનો કીત્તો ભાગી જાય તો કોઈ છોકરો તેને પોતાનો કીત્તો આપતો નહોતો; કીકાની પાસે ચોપડી ન હોય તો છોકરાઓ તેને ચોપડી વાંચવા આપતા નહોતા અને કીકાની કાંઈ ભૂલ થાય તો કોઈ છોકરાઓ તે સાંખતા ન હતા; તેથી તેનો નંબર છેલ્લો રહેતો હતો.

એક દિવસે રમતા રમતાં કાકુના પગને ઠોકર વાગી તેથી તેના પગની આંગળીમાંથી લોહી નીકળ્યું; ત્યારે તેની સાથેના તેના જેવાજ એક ગરીબ મિત્રે પોતાના ફાટેલા ફેંટામાંથી જરાક કડકો ફાડી લઈને તેની આંગળીએ બાંધ્યો, અને તેનો હાથ પકડીને તેને ઘેર મૂકી આવ્યો.

એ પછી એક દિવસ કીકાને પગે કૂતરૂં કરડયું અને બહુ લોહી નીકળવા માંડયું તેથી તે રોવા લાગ્યો. એ વખતે ઘણા છોકરાઓ તેની પાસે હતા; પણ કોઇએ તેના તરફ ધ્યાન આપ્યું નહિ. તેણે એક છોકરાને કહ્યું:-શિવા, મને મારા ઘર સુધી મૂકવા આવીશ?

શિવાએ કહ્યું:-એક દિવસ મારો દડો કૂવામાં પડી ગયો હતો, તેથી તું રમી રહ્યો તે પછી રમવા સારૂ મેં તારો દડો માગ્યો, પણ તેં મને દડો આપ્યો નહોતો, એ યાદ છે કે? તું મને મદદ કરે નહિ ત્યારે હું તને શા માટે મદદ કરૂં?

એ સાંભળીને કીકાએ કહ્યું:-કાકુને પગે ઠેસ વાગી હતી ત્યારે તેં તારો ફેંટો ફાડીને તેની આંગળીએ પાટો બાંધ્યો

હતો અને તેના હાથ ઝાલીને તેને ઘેર મૂકી આવ્યો હતો. તારી એ ભલાઇ જોઇને તથા મારો પગ બહુ દુઃખે છે અને હું એકલો ચાલી શકું તેમ નથી માટે હું તને કહું છું.

શિવાએ કહ્યું:–પોતાને ખાવાનું હોય તેમાંથી પણ કાકુ મને આપ્યા કરે છે, એટલે તેની ખાતર રાખવી જોઇએ; પણ તું તો એકલપેટો છે. તને અમે શા માટે મદદ કરીએ ?

આમ વાતો કરતા હતા એટલામાં ત્યાં એક અજાણ્યો છોકરો આવ્યો. તે કીકાને પગે લોહી નીકળતું જોઇને તથા તેને રોતો જોઇને ત્યાં ઉભો રહ્યો, અને બીજા છોકરાને પૂછવા લાગ્યો કે, આને શું થયું છે ?

તે છોકરાએ કહ્યું:–એ મસ્તી કરતો હતો અને કૂતરાની પૂછડી તાણતો હતો તેથી તેને કૂતરૂં કરડયું છે.

એ સાંભળીને તે અજાણ્યા છોકરાએ પોતાના ખીસામાંથી રૂમાલ કહાડી તે રૂમાલ ફાડીને કીકાને પગે પાટો બાંધ્યો; અને તેનો હાથ પકડી તેની સાથે ધીમે ધીમે ચાલતો ચાલતો તેને ઘેર મૂકવા ગયો.

એ જોઇને શિવાએ એ અજાણ્યા છોકરાને પૂછ્યું:–આ કીકો તમારો કાંઇ સગો છે ?

એ છોકરાએ કહ્યું:–ના.

શિવાએ પૂછયું:–એ તમારો દોસ્ત છે કે ઓળખાણવાળો છે ?

તે છોકરાએ કહ્યું:–એ મારો દોસ્ત પણ નથી તેમ હું એને ઓળખતો પણ નથી.

એ સાંભળીને શિવાએ કહ્યું:–ત્યારે તમે શા માટે તમારો રૂમાલ ફાડીને એને પગે પાટો બાંધો છો ? અને શા માટે

એના ઘર સુધી એને મૂકવા જાઓ છો ? એની તમે એટલી બધી ખાતર રાખો છો તે એણે તમને મદદ કરી છે ?

તે છોકરાએ કહ્યું:-મારા બાપાએ મને એમ શિખવેલું છે કે જે આપણુ ભલું કરે તેનું આપણે ભલું કરીએ એમાં શું નવાઇ ? એ તો સૌ કરે. એમ તો જનાવરો પણ જે માણસ ખાવાનું આપે તે માણસની તાબેદારી કરે છે; પણ આપણે તો માણસ હોવાથી સૌનું ભલું ઇચ્છવું જોઇએ અને કાંઇ પણ બદલાની આશા રાખ્યા વિના બની શકે તેને મદદ કરવી જોઇએ.

**આપણને બીજાઓની મદદની જરૂર છે; માટે આપણે બીજાઓને મદદ કરવી જોઈએ.**

એ સાંભળીને કીકાની પાસે ઉભેલા પણ તેને મદદ નહિ કરનારા સૌ છોકરાઓ શરમાઇ ગયા; છતાં તેમાંથી એક છોકરાએ કહ્યું:- કીકો એકલપેટો છે, તે કોઇનું કામ કરતો નથી, માટે અમે પણ તેને મદદ કરતા નથી. એક વખત અમે તળાવે નહાવા ગયા હતા ત્યારે મારા પગમાં કાંટો વાગ્યો. મેં કીકાને કહ્યું કે મારા પગમાંથી કાંટો કાઢી લઉં એટલીવાર તું બેસ, પછી આપણે બેઉ જણા સાથે જઇએ; પણ તે રોકાયો નહિ અને મને એકલો મૂકીને ચાલ્યો ગયો. આવી રીતે એ કોઇનું કાંઇ કામ કરે નહિ ત્યારે અમે શા માટે તેનું કામ કરીએ ?

એ સાંભળીને તે ભલા છોકરાએ કીકાને કહ્યું:-ભાઇ, આપણને વારેવારે સૌનું કામ પડે છે, માટે આપણે પણ આપણાથી બની શકે તો સૌને મદદ કરવી જોઇએ. આજે કાંઇ તને ખબર હતી કે મારી મદદની તને જરૂર પડશે ?

આવી રીતે ઓચિંતી આપણને ઘણાં માણસની અને ઘણી વસ્તુઓની જરૂર પડે છે; વળી જો આપણે કોઇની ઉપર હેત રાખીએ નહિ અને કોઇને મદદ કરીએ નહિ તો જરૂર પડે ત્યારે આપણને પણ કોઇ મદદ કરે નહિ; માટે તારે સો સાથે ભલાઇ રાખવી જોઇએ, નહિ તો કોઇક દિવસ રખડી મરીશ.

આ સાંભળીને તથા આપણને બીજાઓની મદદની કેટલો બધી જરૂર છે, એ પોતાના પગે કૂતરૂં કરડયું તે ઉપરથી જોઇને અને અજાણ્યા છોકરાએ કાંઇ પણ સ્વાર્થ વિના કેવી સરસ રીતે મદદ કરી તે નજરે જોઇને કીકાને બહુ સારી અસર થઇ. તેણે કહ્યું કે હવે હું સૌના ઉપર હેત રાખીશ અને મારાથી જે બની શકશે તે મદદ આપીશ. એ પછી બધા વાતો કરતા કરતા કીકાને ઘેર પહોંચ્યા.

## પાઠ ૯ મો—બીવું નહિ.

ચંદુલાલે કહ્યુંઃ- માણેકચંદ, હવે પરીક્ષા પાસે આવી છે, માટે મારે ઘેર આવો તો આપણે રાતે સાથે પાઠ વાંચીએ.

માણેકચંદે કહ્યુંઃ- હું રાતે તમારે ઘેર નહિ આવી શકું.

ચંદુલાલે કહ્યુંઃ-કેમ, એમાં શું અગવડ છે ?

માણેકચંદે કહ્યુંઃ- રાતને વખતે ઘરની બહાર નીકળતાં હું બહુ બીઉં છું.

એ સાંભળીને ચંદુલાલ હસી પડયો અને બોલી ઉઠયો કે ઓય બીકણ ! એમાં વળી બીક શેની ? આપણું ઘર તો

એકજ ફળીઆમાં અને પાસે પાસે છે. શું એટલામાં બીક લાગી જાય ? એવું બીકણપણું તો છોકરીઓમાં પણ ન હોય.

એ સાંભળીને માણેકચંદના મોટાભાઈ પરભુદાસે કહ્યું:-અરે, એ તો એવો બીકણ છે કે વાતજ ન પૂછો ! અમારા ઘરમાં એક ઓરડામાંથી બીજા ઓરડામાં જતાં પણ બીએ; પથારીમાં એકલો સૂતાં પણ બીએ; દીવો ઠરી જાય તો બીએ; સિપાઈને દેખે તો બીએ; કોઇ બાવાને દેખે તો બીએ; કૂતરૂં ભસે તો બીએ; ઘરમાં એકલો હોય તો બીએ; ચોખામાંથી ચેળ નીકળે તેથી પણ બીએ; પતંગીઆથી પણ બીએ; બંદૂક ફુટતાં સાંભળે તો પણ બીએ; તળાવ કે નદીમાં નહાતાં પણ બીએ; વહાણમાં બેસતાં પણ બીએ; પોતાના પડછાયાથી પણ બીએ; અને ઉંદરનાં બચ્ચાંથી પણ બીએ; એવું બીકણ તો કોઈ નહિ હોય.

એ સાંભળીને સેવકલાલે કહ્યું:-એ તો બહુજ ખરાબ ! એ તો નાલાયકી ગણાય. અરે માણેકચંદ ! તું આવો બાયલો છે શું ? આવો બીકણ રહીશ તો આગળ જતાં મોટાં કામો કેમ કરી શકીશ ?

માણેકચંદે કહ્યું:-બીવું એ સારૂં નહિ એમ હું જાણું છું, અને મારૂં બીકણપણું મટાડવું એમ મારી મરજી છે; પણ કોણ જાણે શું છે કે હું જરાય હિંમત રાખી શકતો નથી અને વિના કારણ બીન્યા કરૂં છું.

એ સાંભળીને ચંદુલાલે કહ્યું:-પણ તમે કોનાથી બીઓ છો એ હું સમજતો નથી. કારણ કે ઉંદર મોટો કે તમે મોટા ? પતંગીઆમાં વધારે બળ છે કે તમારામાં વધારે બળ છે ? અને

ચેળમાં વધારે અક્કલ છે કે તમારામાં વધારે અક્કલ છે ? તમારા બાપ, કાકા, ભાઇ, મામા કે દોસ્ત તમને તળાવે નહાવા તેડી જાય તે શું તમને પાણીમાં ડુબાડી દેશે ? નહિજ. ત્યારે તમે શા માટે બીઓ છો ? આપણાં માબાપ, પાડોશી વગેરે અનેક લોકો આપણી મદદમાં છે, ત્યારે કાંઈ પણ ગુન્હો કર્યા વિના માત્ર સિપાઈનું નામ સાંભળીનેજ અથવા કોઇ બાવાને જોઈનેજ આપણે શા માટે બીવું જોઇએ ? કોઇ વખત દીવો ઠરી જાય તેમાં શું થઇ ગયું ? અંધારૂં કાંઈ આપણને ખાઇ જાય તેમ નથી, અને તમારી પથારીમાંથી કયું બાઉ નીકળી આવે છે એ તો જરા કહો ? એવા બીકણ શું થાઓ છો ? છોકરાંઓએ તો ખૂબ હિંમત રાખવી જોઇએ.

એ સાંભળીને માણેકચંદે કહ્યું:–એ બધી વાત સાચી; પણ મારી માએ મને નાનપણમાં બહુજ બીવરાવી મૂકેલો હોવાથી હવે મારામાં હિંમત આવી શકતી નથી. વાત વાતમાં તે કહ્યા કરતી કે " જો બાવો આવ્યો, મસ્તી કરીશ તો સિપાઈને બોલાવીશ. પેલા કૂળીઆમાં ભૂત ફરે છે માટે ત્યાં રમવા જઇશ મા. અંધારામાં જઇએ તો વીંછી કરડી ખાય. એકલો બહાર જઇશ તો કોઈક તને ઉપાડી જશે. રોતો રહી જા, નહિ તો ઉંદરનાં બચ્ચાં પાસે મૂકી આવીશ." આવી રીતે વાત વાતમાં મને મારી મા બીવરાવ્યા કરતાં, તેથી હું બીકણ થઇ ગયો છું.

એ સાંભળીને શામરાવે કહ્યું:–અરર ! તમારી મા તમને એવી રીતે ડરાવે છે ! એ તો ઘણુંજ ખોટું. હું જો કોઈપણ વાતથી બીઉં તો મારી મા મને કહે છે કે, " તું તે આવો

ક્યાંથી જાગ્યો? આપણા કુટુંબમાં તો કોઇ તારા જેવું બાયલું નથી." પહેલાં હું ઘોડા ઉપર બેસતાં ડરતો, એ જોઇને મારા બાપા એમ કહેતા કે, "ઘોડા ઉપર બેસતાં બીએ છે ત્યારે સરદારી કેમ કરીને કરી શકીશ? બોલ, તારે હજામ થવું છે કે સરદાર થવું છે? જો બહાદુર થવું હોય અને સરદારી કરવી હોય તો ઘોડે બેસવામાં બીવું ન જોઈએ. આપણો રામભાઉ તારા કરતાં નાનો છે તોપણ કેવી સરસ રીતે ઘોડો દોડાવે છે, અને તું તો ઘોડા ઉપર બેસતાં પણ બીએ છે? હાય હાય, તારી તો આબરૂ ગઇ! અમે તો સૌ આગળ તારાં વખાણ કરતાં કે અમારો શામરાવ તો બહુ બહાદુર છે; પણ હવે એને બદલે એમ કહેવું પડશે કે શામરાવ તો બાયલો છે! બોલ, તને શું ગમે છે? બહાદુર થવું ગમે છે, કે બાયલા રહેવું ગમે છે?" એ સાંભળીને હું શરમાઇ જતો, અને મનમાં બહુ ડર્યા કરૂં તો પણ બહારથી જરા હિંમત રાખીને ઘોડા ઉપર બેસતો; તેથી હવે હું બહુ સારી રીતે ઘોડો દોડાવી શકું છું.

આવીજ રીતે જ્યારે હું ફટાકડા ફોડતાં બીતો અને બંદૂકનો અવાજ સાંભળીને બીતો, ત્યારે પણ મારા બાપા કહેતા કે, "દીકરા, તું તો ફટાકડાથી બીએ છે, પણ તને ખબર છે કે આપણને જે આ ગરાસ મળેલો છે તે મારા દાદાના બાપની બહાદુરીથી મળેલો છે. પેશ્વા સરકારની નોકરીમાં તે સરદાર હતા, અને મોટી મોટી લડાઇઓમાં ફતેહ મેળવી હતી; તેથીજ આપણે આ જાગીર ભોગવીએ છીએ. એ પછી મારા દાદા પણ અંગ્રેજ સરકારના લશ્કરમાં હતા અને અફઘાન—લડાઇમાં

ઘાયલ થયા હતા; તેથી જીવ્યા ત્યાં સુધી પેન્શન ખાતા હતા. ચાળીશ વરસ ઉપર આપણા ગામમાં ધાડ પડી હતી, ત્યારે મારા બાપાએ બહારવટીઆઓને મારી હઠાવ્યા હતા. દીકરા, આપણા કુળમાં કોઇ નમાલો માણસ થયો નથી; માટે તારે પણ બહાદુર થવું જોઇએ.

આવી રીતે સમજાવી પટાવીને તથા હસાવી રમાડીને તે મારી બીક મૂકાવતા; તેથી હવે હું કોઈથી ડરતો નથી. સમજુ માબાપોએ તો આવી આવી યુક્તિઓથી પોતાનાં છોકરાંઓનાં મનમાંથી બીકણપણું મટાડવું જોઇએ, તેને બદલે તમારી મા તમને વાત વાતમાં બીવરાવ્યા કરે એ તો બહુજ ખરાબ; પણ હવે તમે સમજુ થઇને શા માટે બીઓ છો ?

એ સાંભળીને હુસેનખાંએ કહ્યું:—તમારી પેઠે અને માણેકચંદની પેઠે હું પણ પ્રથમ બહુ ડરતો; પણ તમારા બાપની પેઠે મારા કાકાએ પણ મને સમજાવી સમજાવીને મારી બીક મટાડી છે. અમારા ગામને પાદર નદી હતી, ત્યાં મારા કાકા મને રોજ નહાવા તેડી જતા; પણ હું પાણી જોઇને બહુ ડરતો અને રોઇ પડતો. એ વખતે મારા કાકા મને બહુ સમજાવતા અને કહેતા કે, "જો સરખી રીતે નહાઇશ તો પૈસાની જલેબી અપાવીશ." તો પણ હું માનતો નહિ અને રોયા કરતો; પરન્તુ તે મારા રોવાની દરકાર કરતા નહિ. હું રોતો હોઉં તોપણ મને ઉપાડીને નદીમાં લઈ જતા અને કહેતા કે, "તરતાં ના આવડે તે છોકરો શું કામનો ? આપણને રાત દહાડો પાણી સાથે કામ અને પાણીથી બીવું એ કેમ પાલવે ? આપણા બાપદાદા વહાણો ચલાવવાનુંજ કામ

કરતા. મારા દાદા મોટા જંગબારી વહાણના ટંડેલ (ઉપરી) હતા. તારા બાપે અનેકવાર દરિયામાં ડુબતાં માણસોને બચાવ્યાં હતાં અને મેં પણ તરવાની સરતોમાં ઇનામો મેળવેલાં છે. આમ છતાં તું પાણીથી બીએ એ કેમ ચાલે? તું રોઇ પડે એથી કાંઇ હું તને છોડી દઇશ નહિ. તારે તરતાં શિખવુંજ પડશે." આવી આવી રીતે તેઓ મને સમજાવતા, ખાવાનું અપાવતા અને પોતાની સાથે પાણીમાં તેડી જઇને મારી બીક મટે તેમ કરતા; તેથી હવે મને બહુ સારી રીતે તરતાં આવડે છે અને મારા દોસ્તોને પણ હું તરતાં શિખવું છું.

એ સાંભળીને ફતેહસિંહે કહ્યું:-મારા મોટાભાઇને અસલના ઇતિહાસો વાંચવાનો બહુ શોખ છે, અને તેઓ એમાંની વાતો મારી ભાભીને સમજાવે છે; તેમાંથી કોઇ કોઇ વખત થોડું થોડું હું પણ સાંભળી લઉં છું. તેમાં એક દિવસ એમ આવ્યું હતું કે અસલના વખતમાં એક દેશમાં એવો સખત કાયદો હતો કે, જે છોકરાંઓ શરીરમાં જોરાવર અને બહાદૂર હોય નહિ તેવાં છોકરાંઓને મારી નાખવાં; કારણ કે એવાં બીકણ અને રોગી છોકરાંઓ પોતાનું પણ ભલું કરી શકે નહિ અને પોતાના દેશનું પણ ભલું કરી શકે નહિ. એ તો ઉલટાં બીજાં સારાં માણસોની ઉપર ભાર જેવાં થઇ પડે; માટે એવાં નકામાં માણસો જીવતાં રહીને બીજાઓને હેરાન કરે તે કરતાં તેઓ મરી જાય એજ સારૂં. એટલે એ જોઇને બીજાં કોઇ એવાં નમાલાં થાય નહિ. આવી સમજને લીધે એ લોકોએ એવો કાયદો કર્યો હતો કે, પોતાના દેશમાં જેટલાં છોકરાંઓ

જન્મે તે બધાં છોકરાંઓને તપાસવા માટે રાજા અને પ્રજા તરફથી એક કમીટિ નીમવી. એ કમીટિ જે છોકરાંઓને પાસ કરે તેને બચાવવાં, અને જે છોકરાંઓને નાપાસ કરે તેને મારી નાખવાં. વળી જે છોકરાંઓને બચાવેલાં હોય તેઓ પણ પાછળથી બીકણ ન થાય, મોજીલાં ન થાય અને માંદાં ન થાય, પણ સુખદુઃખ ખમી શકે તેવાં થાય તથા પોતાના દેશના ભલા સારૂ દુશ્મનાના સામે લડી શકે અને પોતાનાં માથાં આપી શકે એવાં બહાદુર થાય; તે સારૂ તેઓને ખૂબ કસરત કરાવતા, પહાડો ઉપર ચડાવતા, ઉજ્જડ જંગલોમાં એકલા મોકલતા; ભૂખ્યા રાખતા, ટાઢ–તડકા ખવરાવતા, હથિઆર વાપરતાં શિખવતા, માબપથી જુદા ગુરૂના આશ્રમમાં રાખતા અને એક ઇશ્વર સિવાય બીજા કોઇથી પણ બીએ નહિ તેવાં બનાવતા. આમ કરવાથી એ લોકો બહુ સુખી હતા, સ્વતંત્ર હતા અને કોઇ પણ પરદેશી લોકો એનો દેશ જીતી શકતા નહિ. આપણે પણ જો સુખી થવું હોય અને આપણા દેહનું ભલું કરવુ હોય તો એવા બહાદુર થવું જોઇએ.

આ સાંભળીને ચંદુલાલે કહ્યું:—ઓહો! આ તો બહુ ભારે વાત! જો આપણા દેશમાં એવો કાયદો હોય તો તો માણેકચંદ જેવાના બાર વાગી જાય!

શામરાવે કહ્યું:-એમાં નવાઇ શું? એવા બીકણોના તો એવા હાલ થવાજ જોઇએ.

હુસેનખાંએ કહ્યું:-જો હું રાજા થાઉં તો એવો કાયદો કર્યા વિના રહું નહિ.

ફતેહસિંહે કહ્યું:-એમાં રાજા થવાનું શું કામ છે? પણ આખી દુનીયાની બીક જેના ઘરમાં પેસી ગઇ હોય, એવી માણેકચંદની મા જેવી બાઈડીઓને તો પૂછો કે એવો કાયદો તમને ગમશે?

આમ વાત ચાલતી હતી એટલામાં બાબુ બહુ રોવા લાગ્યો; તેથી ચંદુલાલે પૂછયું કે આ ગડબડ શું? શા માટે તે રૂએ છે?

ત્યારે બાબુના મોટા ભાઇએ કહ્યું:-મારી માશીના દીકરા હરિલાલે હેત કરીને તેને બોલાવ્યો અને કહ્યું કે બાબુ કેમ છે? ચાલ તને દાડમ ખાવા આપું; એમ કહીને તેણે બાબુનો હાથ પકડયો, તેથી તે રોઇ પડયો.

ફતેહસિંહે કહ્યું:—કોઇ હેત કરીને બોલાવે એ તો ખુશીની વાત. એમાં રોવા જેવું શું છે?

બાબુના મોટા ભાઇએ કહ્યું:—અરે, એ તો એવો મુસ્હાલ છે કે બસ વાત વાતમાં રોઇ પડે છે!

એ સાંભળીને ચંદુલાલે કહ્યું:—એ તો ઘણુંજ ખરાબ. નાલાયક છોકરાં હોય તેજ રૂએ, સારાં છોકરાં કાંઇ રૂએ નહિ.

ડાહ્યાભાઇએ કહ્યું:-આ ચોપડીમાં રોતીસુરત છોકરી વિષે પાઠ છે એ તમે વાંચ્યો છે?

ફતેહસિંહે કહ્યું:- ના; એ પાઠ તો જરૂર અમને સંભળાવો. પછી ડાહ્યાભાઇ એ પાઠ વાંચવા લાગ્યા.

# પાઠ ૧૦ મો—રોતીસુરત છોકરી.

વહાલી નામે છ વરસની એક છોકરી હતી. તે વાત વાતમાં રોયા કરતી. કોઇ છોકરાંઓ તેને રમવા તેડી જવા સારૂ તેનો હાથ પકડે તો પણ રોઇ પડે. તેનાં સગાંવહાલાં કહે કે વહાલી, લે આ ખાવાનું આપું; તો પણ તે રોઇ પડતી. કોઇ અજાણ્યું માણુસ તેની સામું જુએ તોપણ તે રોઇ પડતી. પોતાની મા પાસે ખાવાનું માગતાં માગતાં પણ તે રોતી. કોઇ સગાં વહાલાંને ઘેર કાંઇ કામે જવું પડે તો પણ તે રોતી. લૂગડાં પહેરતી વખત નહાવું પડે ત્યારે, માથું ઓળતી વખત, નિશાળે જતી વખત પણ તે રોતી. આમ હોવાથી ફળીઆનાં છોકરાંઓ તેને રોતીસુરત છોકરી, રોતી સુરત છોકરી, એમ કહીને ચીડવતાં હતાં. શેરડી, બોર, જમરૂખ, ચણા, વગેરે ખાવાનું કોઇ તેને આપતું નહિ; અને તેની પાસે જે ખાવાનું હોય તે પણ તે રોયાં કરે એટલી વારમાં બીજું કોઇ ખાઇ જતું, ફેંકી દેવાતું, ઢોળાઇ જતું. કે ખોવાઇ જતું. આથી તેનું મોંઢું ઉદાસ જેવું થઇ જતું, તેના માથાના વાળ ખીંખર-વીંખર થઇ જતા, તેનાં લૂગડાં મેલાં થઇ જતાં, તેના ગાલ ઉપર સુકાઇ ગએલાં આંસુના રેલા દેખાતા, વારે વારે રોવાથી તેના નાકમાંથી લીંટ ચાલ્યું જતું અને મોંઢામાંથી લાળ પડતી હતી. વળી બહુ રૂએ ત્યારે શ્વાસ ભરાઇ આવે તેથી ગભરાઇ જાય અને ખોં ખોં કરે; તેથી કોઇને ગમે નહિ એવી અળખામણી અને ભૂતડી જેવી

તે લાગતી હતી. આ બધી ખરાબી તે બહુ રોયા કરે તેને લીધેજ થતી હતી.

એજ રોતીસુરત છોકરીની બીજી મોટી બહેનનું નામ આનંદી હતું. તે આઠ વરસની હતી અને વહાલી કરતાં જરા શ્યામળી હતી; તોપણ તે વહાલી કરતાં વધારે શોભતી; કારણ કે આનંદી તે ખરેખર આનંદીજ હતી. રમતમાં કોઇ વખતે વાગી જાય, કોઇ મૂર્ખ માણસ કદિ તેને ચીડવે, કોઇ બહેનપણી રમુજમાં તેને ટપલો મારી લે, તેની વાળ ઓળવાની કાંસકી છુપાવી દે કે તેની પેનસીલની અણી ભાગી નાખે, તો પણ તે રોતી નહિ. વખતે બે ચાર દિવસ પોતાની માથી જુદું પડવું પડે અને ઘરમાં બીજાઓની સાથે રહેવું પડે તો પણ તે રોતી નહિ. તે પોતાની ખુશીથી શરીર ચોળી નહાતી હતી; હંમેશાં પોતાને હાથે પોતાનું માથું હોળતી; કોઇ તેને હેત કરીને બોલાવે ત્યારે રાજી થતી; કોઇ કાંઇ પુછે તો તેના બહુ સારા જવાબો આપતી અને ક્યાંય જવું આવવું પડે તો તે ખુશી થતી. વળી તે ખુશીથી નિશાળે જતી, અને ધ્યાન આપીને પાઠ વાંચતી, તેથી પોતાના વર્ગમાં તે પહેલે નંબરે આવતી હતી.

## આનંદી સ્વભાવ રાખવાના ફાયદા.

આનંદીનો આવો આનંદી સ્વભાવ હોવાથી સૌ ઠેકાણેથી તેને આનંદ મળતો. ઘરમાં પણ તે આનંદથી રહી શકતી. નિશાળમાં પણ તેનો નંબર પહેલો હતો, એટલે ત્યાં પણ તે મહેતાજીની માનીતી અને બીજી છોકરીઓની ઉપરી જેવી હતી. પાડોશીઓનાં ઘરમાં પણ તેનો દાખલો દેવાતો, અને પાડોશણો

પોતાની છોકરીઓને કહેતી કે, આનંદી જેવી થાઓ. સગાં-વહાલાંમાં જ્યાં જાય ત્યાં પણ બધે ઠેકાણે તેનાં વખાણ થતાં ને તેને માન મળતું. આ બધું શાથી? આનંદી સ્વભાવ રાખવાથી. માટે આપણે પણ આનંદી સ્વભાવ રાખવો જોઇએ.

આનંદીને જ્યારે સૌ ઠેકાણેથી ઉપર પ્રમાણે આનંદ મળતો હતો ત્યારે રોતીસુરત વહાલીની સૌ લોકો મશ્કરી કરતા અને તેનો તિરસ્કાર કરતા; એટલુંજ નહિ પણ વહાલીની મા પણ તેના રોવાથી કંટાળી જઇને કહેતી કે, આ રાંડ મરી જાય તો સારૂં. અને એ બધું શા સારૂં? વહાલીના રોતી-સુરતપણાને લીધેજ.

ઓ મારાં વહાલાં છોકરાંઓ! બોલો. હવે તમોને શું ગમે છે? આનંદી જેવાં હસમુખાં થવું ગમે છે કે વહાલી જેવાં રોતીસુરત થવું ગમે છે? જો રોતીસુરત થવું ન ગમતું હોય તો ખાસ કારણ વિના કદિ રોશો મા, અને હંમેશાં આનં-દમાં રહેવાય તેમ કરજો.

# પાઠ ૧૧ મો–સ્વદેશપ્રેમ–ભાગ ૧ લો.

એ પછી બીજે દિવસે રજા પડી ત્યારે ઘણા છોકરાઓ ડાહ્યાભાઇને ઘેર ગયા.

ડાહ્યાભાઈ પાઠ વાંચવા લાગ્યા.

માસ્તરે કહ્યું:—શંકરપ્રસાદ, "સ્વદેશ" એટલે શું?

શંકરપ્રસાદે કહ્યું:—સાહેબ, સ્વદેશ એટલે પોતાનો દેશ.

માસ્તરે કહ્યું:—ઘણા દેશોમાંથી પોતાનો દેશ કયો ?

શંકરપ્રસાદે કહ્યું:—જે દેશમાં આપણો જન્મ થયો હોય અને જે દેશમાં અસલથી આપણા બાપદાદાઓ રહેતા હોય તે પોતાનો દેશ કહેવાય છે.

માસ્તરે કહ્યું:—આપણા દેશ માટે આપણે શું કરવું જોઇએ ?

શંકરપ્રસાદે કહ્યું:—આપણે પ્રેમ રાખવો જોઇએ.

એ પછી બીજા છોકરા સામે જોઈને માસ્તરે કહ્યું:-હીરાલાલ, શા માટે આપણે દેશ ઉપર પ્રેમ રાખવો જોઇએ ?

હીરાલાલે કહ્યું:-આપણા દેશમાં આપણો જન્મ થયો છે, માટે આપણે આપણા દેશ ઉપર પ્રેમ રાખવો જોઇએ.

માસ્તરે કહ્યું:-એ વિના બીજું કંઇ કારણ તમે જાણો છો ?

એ સાંભળીને હીરાલાલ વિચારમાં પડયો, એટલે માસ્તરે ત્રીજા નંબરના છોકરા સામે જોયું; તેથી તેણે કહ્યું:-

આપણા દેશમાંથી આપણને ખાવા-પીવાનું મળે છે; લુગડાં-લત્તાં મળે છે, અને આપણા દેશનાં હવા-પાણીથી આપણે જીવીએ છીએ; માટે આપણે આપણા દેશ ઉપર પ્રેમ રાખવો જોઇએ.

એ પછી ચોથા નંબરના છોકરાએ કહ્યું:-આપણા મરી ગએલા બાપદાદાઓનાં ભલાં કામોની યાદગીરીઓનાં ઠેકાણાં આપણા દેશમાં છે; અને આપણે પણ મરી જઇશું ત્યારે આપણા દેહને છેવટની જગ્યા આપણા દેશમાંજ મળશે; એટલુંજ નહિ પણ આપણાં સગાં-વહાલાં તથા આપણાં છોકરાંઓ અને તેમની પ્રજાનું સુખ પણ આપણા દેશની આબાદીમાંજ

રહેલું છે; માટે આપણે આપણા દેશ ઉપર પ્રેમ રાખવો જોઇએ.

એ સાંભળીને ખુશી થઇને માસ્તરે કહ્યું:-શાબાશ ! લલ્લુભાઇ, આ બધી વાતો તમે ક્યાંથી શિખ્યા ? તમે જે ચોપડીઓ ભણો છો તેમાં તો એ બધી વાતો ખુલ્લેખુલ્લી નથી.

લલ્લુભાઇએ કહ્યું:—મારા કાકા વખતોવખત દેશને લગતી સભાઓમાં જાય છે. તેથી બધું જાણે છે અને તેમની સાથે હું ફરવા જાઉં ત્યારે તેઓ મને આવી વાતો સમજાવે છે.

માસ્તરે કહ્યું:—વાહ વાહ ! બહુ ખુશીની વાત. જ્યારે એવી રીતે ઘરમાંથી કેળવણી શરૂ થશે, ત્યારેજ આપણા દેશનું ભલું થશે. એકલી નિશાળની ચોપડીઓથી કાંઇ નહિ વળે.

## આપણા બાપદાદાઓનો સ્વદેશ પ્રેમ.

માસ્તરે કહ્યું:—આપણા દેશ ઉપર પ્રેમ રાખવાનાં એ સિવાય બીજાં કાંઇ કારણો તમે જાણો છો ?

શંકરપ્રસાદે કહ્યું:—ના સાહેબ. એથી વધારે અમે કાંઇ જાણતા નથી.

માસ્તરે કહ્યું:-આપણા દેશમાં મોટ મોટા ઋષિઓ થઇ ગયા છે; તથા માત્ર લોકોનાજ ભલા માટે રાજ્ય કરનારા મોટા મોટા સત્યવાદી રાજા થઇ ગયા છે. આવા મહાન અને ધાર્મિક પુરૂષોના પ્રતાપથીજ આપણને અત્યારે પણ આપણા જીવ કરતાં પણ આપણો ધર્મ વધારે વહાલો લાગે છે; અને છેક નાના હોઇએ ત્યારથીજ આપણને મોટા મોટા ઋષિ મુનિઓના અને ભકતોના ઉપદેશ કાને પડવા માંડે છે. આથી બીજા દેશના કેટલાક સ્વાર્થી લોકોના જેવા આપણે સ્વાર્થી બની જતા નથી. આવા પવિત્ર દેશમાં જન્મ થવાથી આવા આવા ઘણાક મોટા

ફાયદા હોવાથી આપણા પવિત્ર દેશ માટે આપણા બાપ-દાદાઓને બહુ માન હતું; અને તેઓ એવી પ્રાર્થના કરતા કે, "હે પ્રભુ ! અમને આ ભરતખંડમાંજ દર વખતે જન્મ આપજો." જ્યારે તેઓને પોતાના દેશ ઉપર એટલો બધો પ્રેમ હતો અને જ્યારે તેઓ પોતાના દેશ સારૂ પોતાનો સ્વાર્થ અને પોતાનાં સુખ છોડી દઇને જરૂર પડે તો દેશને અર્થે પોતાનાં માથાં પણ આપતા હતા; ત્યારેજ આપણો દેશ આખી પૃથ્વીમાં સૌથી વધારે આબાદ અને સુખી હતો; અને ત્યારેજ આપણા લોકોનાં રાજ્ય હતાં તથા આખા જગતમાં આપણા લોકોની કીર્તિ હતી. માટે આપણે પણ સૌ કોઇએ આપણા ઋષિ-મુનિઓની પેઠે આપણા દેશ ઉપર પ્રેમ રાખવો જોઇએ.

અસલના વખતમાં આપણા બાપદાદાઓના મનમાં પોતાના દેશને માટે એટલી બધી લાગણી હતી કે એનો આજે આપણને ખ્યાલ પણ આવી શકે નહિ. મહારાણા પ્રતાપસિંહ, ગુરુ ગોવિંદસિંહ અને મહારાજા શિવાજીએ સ્વદેશપ્રેમને માટે એટલા બધા મોટા ભોગો આપેલા છે, અને એટલાં બધાં જોખમો ખેડેલાં છે કે એ વાતો જ્યારે વાંચીએ કે સાંભળીએ ત્યારે આપણાં રુંવાંડાં ઉભાં થઇ જાય છે. પણ એ બધું તમે હમણાં બરાબર રીતે સમજી શકો નહિ. જ્યારે મોટા થશો ત્યારે સારાં સારાં પુસ્તકોમાં એ બધા ઇતિહાસો વાંચશો. હાલમાં તો માત્ર એટલુંજ યાદ રાખજો કે આપણા બાપદાદાઓ આપણા દેશ ઉપર બહુજ પ્રેમ રાખતા હતા, તેથીજ આપણો

દેશ આબાદ હતો અને આબાદીને લીધેજ લોકો સુખી હતા.

એટલુંજ નહિ પણ હાલમાં પણ જે લોકો પોતાના દેશ ઉપર પ્રેમ રાખે છે તેજ લોકો સુખી છે; અને તેજ દેશો આખી દુનિયામાં સૌથી વધારે હુંશીયાર છે; માટે આપણે પણ આપણા દેશ ઉપર બહુજ પ્રેમ રાખવો જોઇએ, અને આપણા સ્વાર્થનો તથા તન, મન, ધનનો ભોગ આપીને દેશનું ભલું થાય તેમ કરવું જોઇએ.

આજે વખત થઇ ગયો છે, માટે આ બાબતના વધારે ખુલાસા હું તમને સોમવારે સમજાવીશ; એમ કહીને માસ્તરે વિદ્યાર્થીઓને રજા આપી.

---

# પાઠ ૧૨ મો-સ્વદેશપ્રેમ-ભાગ ૨ જો.

**સ્વદેશ ઉપર પ્રેમ રાખવા માટે શું કરવું જોઇએ?**

ઉપલો પાઠ સાંભળીને ડાહ્યાભાઇની દાદીએ કહ્યું:-આ તો બહુ સારી વાત. પોતાના દેશ ઉપર હેત રાખવું જોઇએ એમાં કોઇથી ના પાડી શકાય નહિ; પણ આપણા દેશ ઉપર પ્રેમ રાખવા આપણે શું કરવું? એ તો કાંઇ હું સમજી નહિ.

એ સાંભળીને ડાહ્યાભાઇએ કહ્યું:-માજી, એ પણ આમાં બતાવેલું છે. હવે પછીના પાઠમાં એજ વાત આવશે: તમારી મરજી હોય તો વાંચું.

માજીએ કહ્યું:-તારી બાને, મટુભાઇને, ગંગાબાઇને, નવી વહુને, બધાંને બોલાવીએ પછી વાંચ. આવી ભલી વાતો તો એ બધાંય સાંભળે તો સારૂં.

એ પછી દાદીના બોલાવવાથી ઘરમાંથી તથા આડોશ-પાડોશમાંથી સૌ આવી પહોંચ્યાં. તેઓની આગળ ડાહ્યાભાઈ એ પાઠ વાંચવા લાગ્યા.

પોતાના દેશનાં માણસોને દુઃખી જોઈને પોતાના અંતઃકરણથી દુઃખી થવું, અને તેમનું દુઃખ મટાડવાને બનતા ઉપાય કરવા; તેનું નામ સ્વદેશપ્રેમ છે.

દેશની આબાદીનો અને લોકોના સુખનો આધાર વિદ્યા હોવાથી પોતાના દેશમાં જેમ બને તેમ વિદ્યા વધારવી, અને કોઈ પણ માણસ વિદ્યા વિનાનું રહે નહિ એવા ઉપાયો કરવા તેનું નામ સ્વદેશપ્રેમ છે.

પોતાના દેશમાં સદ્‌ગુણ અને સુખ વધે અને કોઇ પણ ભિખારી રહે નહિ, એવાં ભલાં કામો કરવામાંજ જીંદગી ગાળવી, તેનું નામ સ્વદેશપ્રેમ છે.

રાજ્યના અમલદારો તરફથી કે કોઇ પણ કાયદાથી, આપણા લોકોને નુકશાન થાય નહિ એવા રૂડા ફેરફાર કરાવવા; તેનું નામ સ્વદેશપ્રેમ છે.

આપણા સર્વ કરતાં ઉત્તમ ધર્મમાં પાછળથી જે ગોટાળા અને વહેમો ઘુસી ગયા હોય તેને કાઢી નાખી, આપણો સાચો પવિત્ર ધર્મ સૌ કોઇ તેના ખરા રૂપમાં સમજે તેવા ઉપાયો કરવા; તેનું નામ સ્વદેશપ્રેમ છે.

આપણા દેશમાં હુન્નર-કળા વધે, ધંધા-રોજગાર વધે, નવી નવી જાતની શોધો થાય, નવી નવી ખાણો નીકળે અને આપણને જોઈતી ચીજો માટે આપણે પરદેશને આધારે રહેવું

પડે નહિ, પણ બધી ચીજો આપણા દેશમાંજ બની શકે એવા ઉપાયો કરવા; તેનું નામ સ્વદેશપ્રેમ છે.

આપણા દેશની સ્ત્રીઓમાં જ્ઞાન વધે; તેઓ વહેમોની જાળમાંથી છુટે; તેઓ પુરૂષોને મદદ કરી શકે; તેઓને બિમારોની સારી સારવાર કરતાં આવડે; તેઓને સ્વચ્છ રસોઈ બનાવતાં આવડે; તેઓમાં સદ્ગુણ અને હુંશીયારી વધે; તેઓમાં પોતાના કુટુંબ ઉપરનું હેત વધે; તેઓને સારામાં સારી રીતે પોતાનાં છોકરાંઓ કેળવતાં આવડે અને આપણા ઉંચી જાતના આચાર-વિચારમાં તથા આપણા દેશને મદદ કરવાનાં ભલાં કામમાં તેઓ ભાગ લઈ શકે તેમ કરવું; તેનું નામ સ્વદેશપ્રેમ છે.

. આપણા દેશમાં કોઈ પણ માણસ આળસુ રહે નહિ; કોઈ પણ માણસ ધંધા-રોજગાર વિનાનો રહે નહિ; કોઈ પણ માણસ ભૂખ્યો મરી જાય નહિ; કોઈ પણ માણસની ઇશ્વરે આપેલી મોટી શક્તિઓ દબાઈ જાય નહિ; અને આગળ વધવામાં કોઈ પણ જાતની વ્યાજબી મદદ જોઈતી હોય તો તે મળી શકે; અને ધર્મની બાબતમાં, પ્રજાના હકની બાબતમાં, નીતિની બાબતમાં તથા ઘરસંસારની બાબતમાં માણસો પોતાની સ્વતંત્રતા જાળવી શકે તથા રાજકારભારમાં પોતાનો મત આપી શકે એવા ઉપાયો કરવા; તેનું નામ સ્વદેશપ્રેમ છે.

આપણા દેશનાં હવા-પાણી બહુ સારાં છે અને આપણા દેશનો મોટો આધાર ખેતીવાડી ઉપર છે; માટે આપણા દેશના ખેડુતોની સ્થિતિ સુધરે; આપણા દેશમાં નવી નવી

જાતનાં ફળ-ફુલો ઉત્પન્ન કરી શકાય; આપણા દેશમાં ખૂબ અનાજ ઉત્પન્ન કરી શકાય અને કોઈ વરસ વરસાદ ન પડે તોપણ લોકોને મોંઘવારીનાં તથા દુકાળનાં દુઃખ ભોગવવાં પડે નહિ એવા ઉપાયો કરવા; તેનું નામ સ્વદેશપ્રેમ છે.

આપણા દેશની જમીનમાં અને પહાડોમાં ઇશ્વરે ઘણી જાતનો અખૂટ ખજાનો ભરી મૂકેલો છે. જેમકે સોનું, રૂપું, લોઢું, કોલસા, કેરોસીન, પત્થર, જૂદી જૂદી જાતિની માટી અને હીરા, માણેક વગેરે સેંકડો જાતની ખાણો ભરી મૂકેલી છે. ગંગા, યમુના, સિંધુ, નર્મદા વગેરે મોટી મોટી નદીઓમાં જેટલું જોઇએ એટલું પાણી ભરી મૂકેલું છે. એ બધાંનો ઉપયોગ કરીને ખેતીવાડી વધારવાના, ગરીબોને રોજી આપવાના અને દેશની દોલત તથા સર્વ પ્રકારની શક્તિ વધારવાના ઉપાયો કરવા; તેનું નામ સ્વદેશપ્રેમ છે.

ટુંકામાં એજ કે આપણા દેશના દરેક માણસોએ હમ્મેશાં એવોજ વિચાર કરવો જોઇએ કે, હું મારા દેશનું અને મારાં ભાઈ-બહેનોનું કેવી રીતે ભલું કરી શકું ? માત્ર આમ વિચાર કરીનેજ અટકવું નહિ, પણ જેનાથી જે કામ કરી શકાય કે જે મદદ કરી શકાય, તે કર્યા વિના રહેવું નહિ. જેમકે દેશના ભલા માટે ધનવાળાઓએ પોતાના ધનની મદદ આપવી; વિદ્વાનોએ પોતાની બુદ્ધિની મદદ આપવી; કારીગરોએ પોતાની કારીગરીની મદદ આપવી; ગરીબોએ પોતાની જાતમહેનતની મદદ આપવી; સ્ત્રીઓએ પોતાની ભલી લાગણીઓની મદદ આપવી અને બાળકોએ પણ જાત જાતના સ્વદેશપ્રેમના વિચારો જલદી શિખી લેવા; એનું નામ સ્વદેશપ્રેમ છે.

આવી રીતે આપણે આપણા દેશને આબાદ કરવા માટે જેનાથી જે બની શકે તે ભલું કામ કરીએ, તો થોડાંજ વરસોમાં દેશ આબાદ થઈ જાય અને આપણે સૌ બહુ સુખી થઈ શકીએ. આપણા દેશનું ભલું કરવા માટે પોતાના સ્વાર્થનો ભોગ આપીને જે લોકો જીગરની લાગણીથી દેશસેવા કરતા હોય તેઓને માન આપવું; તેઓની ઉપર પ્રેમ રાખવો અને તેઓને આપણાથી બની શકે તે મદદ કરવી; તેનું નામ સ્વદેશપ્રેમ છે. જો કદિ કાંઈ પણ મદદ કરવાનું ન બની શકે તેમ હોય તો તેઓના વિચાર સાંભળવા, સમજવા અને તેમને ટેકો આપવો; એનું નામ પણ સ્વદેશપ્રેમ છે.

ઓ મારાં વહાલાં બાળકો ! હજી તમે બાળક છો, માટે હમણાં તમારાથી આમાંનું કાંઇ ન બની શકે તો ફિકર કરશો નહિ. આ સર્વ વાતો સમજવાની અને યાદ રાખવાની મેહેનત કરશો તો જ્યારે મોટા થશો ત્યારે એથી તમને બહુજ ફાયદો થશે. માટે જરૂર આ બાબત વારે વારે વાંચજો, યાદ રાખજો અને તમારા બીજા ભાઇબંધો પાસે તે વંચાવજો.

આ પાઠ સાંભળીને ડાહ્યાભાઈની દાદીએ કહ્યું:–ઓહો ! આ તો બહુજ મજેનો પાઠ. આવી વાતો તો સૌએ જાણવી જોઈએ. હું તો જાણું છોકરાંઓની ચોપડીઓમાં ઉંદરની, બિલાડીનાં બચ્ચાંની, વાંદરાંની, કૂતરાંની કે ચકલા ચકલીનીજ વાતો હશે; પણ આ તો બહુજ સારી વાતો ! દીકરા, આવું આવું તો મને રોજ સંભળાવજે હો. કમળા બહેન, આ છોકરાઓએ આપણને આવી ડહાપણની વાતો સંભળાવી માટે તેઓનું

મોઢું ગળ્યું કરાવો. ગોળના માટલામાંથી થોડો થોડો ગોળ આ સૌ છોકરાંને આપો. કેમ મોતીલાલ માસ્તર !

ત્યારે ડાહ્યાભાઇને ઘેર શિખવવા આવનાર મોતીલાલ માસ્તરે કહ્યું:-હાજી બરોબર છે. તમે કોઈ દિવસ છોકરાંઓના પાઠો સાંભળવાની દરકાર રાખતાં નથી, તેને બદલે એ પાઠ તમે સાંભળ્યા એ ખુશીની વાત; એ પાઠ તમને ગમ્યા એ વધારે ખુશીની વાત; છોકરાં ઉપર તમને હેત આવ્યું અને એમનાં મીઠાં મોઢાં કરાવી તેઓને ઉત્તેજન આપ્યું એ વળી એ કરતાં પણ વધારે ખુશીની વાત; સ્વદેશપ્રેમની વાતો સાંભળવા માટે વહુ-દીકરીઓને તથા આડોશી-પાડોશીઓને તમે બોલાવ્યાં એ વળી એ કરતાં પણ વધારે ખુશીની વાત અને આજની પેઠે રોજ રોજ છોકરાંઓના પાઠો સાંભળવાની તમે ઇચ્છા બતાવી એ વળી એ કરતાં પણ વધારે ખુશીની વાત છે. કારણ કે એ બધી બાબતો સ્વદેશપ્રેમનીજ છે.

મોતીલાલ માસ્તરની આ વાત સાંભળીને ત્યાં બેઠેલી સૌ બાઇઓને બહુ આનંદ થયો અને જ્યારે બને ત્યારે આવી બાબતોમાં ઉત્તેજન આપવાનું તેઓને મન થયું. એ પછી મીઠું મોઢું કરીને છોકરાઓ ત્યાંથી રમવા ચાલ્યા ગયા

## પાઠ ૧૩ મો-સ્વદેશી વસ્તુઓ—ભાગ ૧ લો

એ પછી બીજે દિવસે સાંજે ડાહ્યાભાઇની દાદીને ત્ય કાલના કરતાં વધારે સ્ત્રીઓ ભેગી થઇ હતી; અને હવેન છોકરાઓ કેવું સારૂં શિખે છે તેની વાતો કરતી હતી. એટલામ

ડાહ્યાભાઇની સાથે છોકરાઓનું ટોળું પણ આવી પ્હોંચ્યું. તેમની સાથે મોતીલાલ માસ્તર પણ આજે રોજના કરતાં વ્હેલા આવ્યા હતા.

એ પછી જરા શાંત થઇને ડાહ્યાભાઇ પાઠ નીચે પ્રમાણે વાંચવા લાગ્યા.

પોતાના હાથમાંથી પેન ઉંચી કરીને શંકરે કહ્યું:- હરિભાઇ, આ સ્વદેશી પેન જોઇ કે ?

હરિભાઇએ ખુશી થઇને ઝડપથી શંકરના હાથમાંથી પેન લઇ લીધી, અને બોલી ઉઠયો કે ઓહો ! ઘણી મઝેની ! આ સ્વદેશી પેન ક્યાંથી લીધી ?

શંકરે કહ્યું:-મારા બાપાએ મને અપાવી.

હરિભાઇએ કહ્યું:- હું પણ હવે સ્વદેશી પેન લઇશ.

પટેલે કહ્યું:- હું પણ સ્વદેશી પેન લઇશ.

રમણભાઇએ કહ્યું:-મારે માટે પણ મારા બાપુએ સ્વદેશી કપડાંનો ડગલો શીવડાવ્યો છે.

એ સાંભળીને ત્રવાડીએ કહ્યું:-તમે બધા સ્વદેશી, સ્વદેશી કરી રહ્યા છો; પરન્તુ સ્વદેશી વસ્તુમાં શું આવી પડયું છે અને પરદેશી વસ્તુમાં શું ખરાબી છે ?

મોદીએ કહ્યું:-પરમ દહાડે સ્વદેશીની સભામાં તું હતો કે નહિં ?

ત્રવાડીએ કહ્યું:-અમારા જજમાનના માસીસામાં મારા દાદા સાથે જમવા જવું પડયું, એટલે હું આવી શકયો નહતો.

મોદીએ કહ્યું:-ઓય મુરખો, લાડુને સારૂજ દેશના કલ્યાણની

સભામાં ન ગયો ! એવાં ભાષણો કાંઇ રોજ રોજ સાંભળવા મળે છે કે ? વિલાયત અને અમેરિકામાં તો મોટી મોટી ફી આપીને પણ લોકો સારાં સારાં ભાષણો સાંભળવા જાય છે, અને અહિં મુફત પણ ન જવું ? બારમાં અને માસીસા ખાવામાં તે તું ક્યાં સુધી પડયો રહીશ ? હવે છઠ્ઠી ચોપડી ભણે છે એનું ફળ શું ? એનો જરા વિચાર તો કર.

ત્રવાડીએ કહ્યું:-શું કરૂં ભાઈ સાહેબ, દાદા પાસે કાંઇ મારૂં ચાલે ? મેં સાંભળ્યું હતું કે ભાષણ કરવાવાળા પંડિતજી બહુ હુંશિયાર છે; તેથી મેં તેમને કહ્યું કે આજે સભામાં જવું છે માટે જમવા નહિ આવું; પણ એ તો ઉલટા મારી મશ્કરી કરવા લાગ્યા અને કહેવા લગ્યા કે "વાતો સાંભળવામાં શું વળે ? જમવા આવીશ તો પેટમાં પાશેર ઘી જશે." જ્યાં આવી જાતની ગણત્રી થતી હોય ત્યાં મારો શું વાંક ?

એ સાંભળીને પટેલે કહ્યું:-આપણા લોકોના એવાજ હાલ છે. એ દિવસે હું પણ એ સભામાં જઈ શકયો નહતો; માટે હવે એ ભાષણની વાત તો કરો.

શંકરે કહ્યું:-પંડિતજીનું ભાષણ બહુ જાણવા જોગ હતું. તેમાં તેઓએ એમ કહ્યું હતું કે;-

"જો સ્વદેશી વસ્તુઓ વાપરીએ તો દેશનું ધન દેશમાં રહે, તેથી આપણો દેશ આબાદ થાય; પણ તેને બદલે જો આપણે પરદેશી વસ્તુઓ વાપરીએ તો આપણા દેશનું ધન પરદેશમાં ચાલ્યું જાય; આપણે ગરીબ થઇ જઇએ અને આપણા બીજા ઘણા ભાઈબંધોને ધંધા-રોજગાર વિના રખડવું

પડે. માટે આપણે આપણા દેશનીજ વસ્તુઓ વાપરવી જોઇએ."

પંડિતજીએ કહ્યું કે "દરેક માણસ એક વરસમાં ફક્ત દશ દશ રૂપિઆનીજ પરદેશી વસ્તુઓ લેતા હશે, તો પણ આપણા દેશમાંથી અબજો રૂપિઆ પરદેશમાં જતા રહે છે. એ પ્રમાણે વરસો વરસ આપણા દેશમાંથી એટલું બધું ધન ચાલ્યું જાય છે ત્યાં પછી આપણે ગરીબ થઇ ગયા તેમાં શું નવાઈ? જો આપણા દેશનીજ વસ્તુઓ આપણે વાપરીએ તો એ બધું ધન આપણા દેશમાંજ રહે; અને એથી આપણા લોકો કેવા સુખી થાય તથા આપણો દેશ કેટલો બધો આબાદ થાય?"

દેશનું ધન પરદેશમાં જતું રહેવાથી આપણે ગરીબ થઈ જઇએ છીએ; અને બીજા લોકોની આગળ આપણે નીચા પડવું પડે છે, તથા એ લોકો પોતાના સ્વાર્થ સારૂ જેમ આપણને કચરે તેમ કચરાવું પડે છે. માટે આપણે તો આપણા દેશનીજ ચીજો વાપરવી જોઇએ."

"વળી પરદેશી ચીજો વાપરવાથી આપણો ધર્મ ડૂબે છે. કારણ કે જે ચીજો આપણે ખાતા નથી; જે વસ્તુને આપણે અડતા નથી અને જે વસ્તુ વાપરવામાં આપણે પાપ સમજીએ છીએ; તેવી ચીજો પણ પરદેશની વસ્તુઓમાં હોય છે. કેમકે પરદેશના લોકોનો અને આપણો ધર્મ જૂદો; એટલે આપણને જે વસ્તુઓની છીટ છે તે વસ્તુઓની કાંઈ એ લોકોને છીટ હોતી નથી; માટે આપણા ધર્મને ખાતર પણ આપણે પરદેશી વસ્તુઓ નહિ વાપરવાનો ઠરાવ કરવો જોઇએ."

“ વળી આપણો દેશ ગરમ અને યૂરોપનો મુલક ઠંડો; આપણું ખાવું-પીવું જૂદી જાતનું અને પરદેશીઓનું ખાવું-પીવું જૂદી જાતનું; માટે કુદરતી રીતેજ આપણા દેશની દવાઓ તથા આપણા દેશની ખાવાપીવાની વસ્તુઓથી જેવો આપણને ફાયદો થાય તેવો પરદેશની દવાથી અને ખાવા-પીવાની વસ્તુઓથી આપણને ફાયદો થાય નહિ. માટે કપડાં ઉપરાંત પરદેશથી આવેલી ખાવા-પીવાની વસ્તુઓ તથા દવાઓ પણ આપણે ન વાપરવી જોઇએ.”

“ વળી દેશી વસ્તુઓ ટકાઉ હોય છે અને પરદેશી વસ્તુઓ તકલાદી હોય છે. દેશી વસ્તુઓ સસ્તી હોય છે, અને પર-દેશી વસ્તુઓ મોંઘી હોય છે. દેશી વસ્તુઓ કદિ બગડે તો તે સુધારવાનાં આપણી પાસે સાધનો હોય છે; અને પરદેશી વસ્તુઓ બગડે તો એ સુધારવાનું સાધન ઘડીકમાં મળે નહિ. દેશી વસ્તુઓમાં કાંઇ દગો-ફટકો હોય તો એ વાતની આપ-ણને તુરતજ ખબર પડે છે; પણ પરદેશી વસ્તુઓની બનાવટ એવી છે કે એમાં જે દગા-ફટકા હોય તેની આપણને ઘડીકમાં ખબર પડતી નથી. દેશી વસ્તુઓ આપણા રીતિરિવાજોને અને આપણા શરીરને માફક આવે એવી હોય છે, અને પર-દેશી વસ્તુઓ આપણા રીત રિવાજોને તથા આપણા શરીરને જોઇએ તેવી માફક આવી શકતી નથી. દેશી વસ્તુઓમાં કાંઇ ફેરફાર હોય તો એ વસ્તુઓ પાછી બદલી શકાય છે; પણ વિલાયતી વસ્તુ લીધી હોય અને એ વસ્તુ ખરાબ નીકળે તો કોને ઠપકો આપશો ? કદિ એ વસ્તુ સારી નીવડે

તો પણ એટલા પૈસા તો આપણા દેશમાંથી પરદેશમાં ગયા તે કાંઇ પાછા તમારી પાસે આવશે ? "

" હવે બીજો દાખલો સાંભળો: તમે આપણા દેશના મોચી પાસે જોડા શીવડાવ્યા હોય અને એ જોડા જો સારા ન નીકળે તો તમે તેને ઠપકો આપી શકો. તેમજ તમારી શરમમાં તેને દબાવું પડે; પણ તમે મોંઘી કિંમતનાં પરદેશી બૂટ લીધાં હોય અને તે મહિના પંદર દિવસમાં ફાટી જાય તો કોને ઠપકો આપવા જશો ? માટે આપણે સ્વદેશી વસ્તુઓજ વાપરવી જોઇએ."

## પાઠ ૧૪ મો-સ્વદેશી વસ્તુઓ—ભાગ ૨ જો.

આગલા પાઠમાં કહેલી વાતો સાંભળીને મનમોહનદાસે કહ્યું કે પંડિતજીની એ વાત સાચી; પણ જે વસ્તુઓ આપણા દેશમાં ન બનતી હોય તેનું શું કરવું ? જેમકે, આ ગરમીના દહાડામાં મારા બાપાને મલમલનાં પહેરણ જોઇએ છીએ, પણ એવું ઝીણું સુતર આપણા દેશમાં થતું નથી; એટલે બારિક કુમાસની પરદેશી મલમલ અમારે વાપરવી પડે છે. હમણાં અમારા ઘરમાં રંગ લગાડવાનું કામ ચાલે છે, પણ સ્વદેશી વારનીશ અને રંગ મળતા નથી; તેથી પરદેશી વારનીશ અને પરદેશી રંગ વાપરવા પડે છે. એને માટે પંડિતજી શું ખુલાસો કરે છે ?

બાબુએ કહ્યું:-એને માટે પંડિતજીએ પોતાના ભાષણમાં એમ કહ્યું હતું કે;-

"જે વસ્તુઓ ઈશ્વરે આપણા દેશમાં ઉત્પન્ન ન કરી હોય અથવા હજી સુધી આપણા દેશમાં જે વસ્તુઓ ન બનતી હોય. તેવી વસ્તુઓની જો આપણને ખાસ જરૂર હોય તો તે પરદેશથી લાવવી પડે. એમાં કાંઇ અડચણ નથી; પણ તે આપણે આપણા મોજ-શોખને ખાતર નહિ, પણ આપણા દેશનું ભલું થવામાં ટેકો મળે અને આપણને મહેનતમાં, ખરચમાં તથા વખતમાં ફાયદો થાય તે સારૂજ પરદેશી ચીજો વાપરવાની છે. વળી પરદેશી વસ્તુઓથી પોતાના દેશને ફાયદો કરવો એ તો બહુ ખુબીની વાત છે. વિલાયતવાળા એમજ કરે છે."

"જેમકે, તેઓ આપણી પાસેથી રૂપિયાનું ચાર રતલ રૂ લઇ જાય છે, અને તેમાંથી મલમલ બનાવીને આપણી પાસેથી તેના વીસ રૂપિયા લે છે."

"આવીજ રીતે એ લોકોને આપણે રૂપિયાનું આઠ શેર તેલ આપીએ છીએ; અને એજ તેલનું જરાક રૂપ બદલીને પાછું એક રૂપિયાનું એક શેર અથવા એથી પણ મોંઘું એજ તેલ તેઓ આપણને આપે છે. આવીજ રીતે આવળની છાલ, બાવળની છાલ, ગળી, હળદર, મજીઠ, કસુંબી વગેરે રંગની તેમજ બીજી ઘણી જાતની કાચી ચીજો બહુજ ઓછા ભાવે આપણે પરદેશી લોકોને આપીએ છીએ, અને બહુજ મોંઘા ભાવે એજ વસ્તુઓ પાછી આપણે વેચાતી લઇએ છીએ. તેથી આપણને છાશ મળે છે અને મલાઇ એ લોકો ખાઇ જાય છે."

"જેમકે, આપણે તેઓને ચામડાં દશ બાર આને રતલ
પીએ છીએ, અને એમાંથી પાછાં બૂટ બનાવીને દશ બાર
યામાં તેજ બૂટ પાછાં આપણાં માથામાં તેઓ મારે છે.
દશ બાર આને રતલ ચામડું અને ક્યાં દશ બાર રૂપિયાની
ની જોડી! આવી રીતે બીજા મુલકોનો માલ લેવાથી પર-
લોકો મોટો નફો ખાઇ જાય છે અને આપણા નસીબમાં
જ રહી જાય છે. માટે આવું ન થાય તે સારૂ આપણે
શી વસ્તુઓ વાપરવી જોઇએ."

આ સાંભળીને ત્રવાડીએ કહ્યું:-ઓહો! આટલો બધો મોટો
તેઓ ખાઇ જાય છે; અને તેમ છતાં પણ આપણી આંખો
તી નથી? એ તો બહુજ ખરાબ. અમને તો આ બધી
તોની હજી ખબર નથી અને અમે નાનકડા છીએ એટલે
રૂં કાંઇ પણ ચાલે નહિ; જો અમારૂં ચાલતું હોય તો આ
જાણ્યા પછી અમે કદિ પણ પરદેશી ચીજ વાપરીએ નહિ.
મનમોહનદાસના બાપને પણ મલમલ વિના કેમ ન ચાલે?
ખાદી પેલા આપણા ગામના બેરિસ્ટર મથુરદાસ હવે
શોખથી પહેરે છે? તે કહે છે કે "જાડા કાળા વિલા-
કોટ નડે નહિ અને ખાદી ખરાબ કેમ? મુરદાલ મલમલ
રનારા પોતે પણ મુરદાં જેવાજ બની જાય છે; અને દેશી
મોટાં લુગડાં પહેરવાથી બધીજ રીતે લાભ થાય છે."

આમ વાતો ચાલતી હતી એટલામાં સાંજ પડવાથી સૌ
કરાઓ પોતપોતાને ઘેર ગયા.



## પાઠ ૧૫ મો—સ્વદેશી વસ્તુઓ-ભાગ ૩ જો.

એ પછી બીજે દિવસે શાળામાંથી છુટયા પછી આગલા દિવસનો પાઠ યાદ કરીને પટેલે કહ્યું કે; કાલે વાત થઇ હતી તેમ મલમલ તો મુરદાલજ બનાવે અને તેને બદલે ખાદી સર્વ રીતે સારી છે; પણ આગબોટો આપણા દેશમાં બનતી નથી; રેલ્વેનાં ઇંજીનો આપણા દેશમાં બનતાં નથી; ફોનોગ્રાફ આપણા દેશમાં બનતાં નથી; કપડાં સીવવાના, લૂગડાં વણવાના, ચોપડીઓ છાપવાના અને વિજળીના સંચાઓ પણ પરદેશથી આવે છે; માટે તે બધું વાપરવું કે નહિ ? એ માટે શું ખુલાસો ?

એ સાંભળીને ત્ર્યંબકલાલે કહ્યું:-પંડિતજી કહે છે કે;-

" આપણી જીંદગી ટકાવી રાખવા સારૂ અથવા આપણા દેશના ધંધા-રોજગાર ખીલવવા સારૂ જે વસ્તુઓની ખાસ જરૂર હોય, તે વસ્તુઓ જો આપણા દેશમાં ન બનતી હોય તો પરદેશની વાપરવામાં વાંધો નથી; પણ એ પણ એક લાચારીનોજ ઉપાય છે. એ કાંઇ ખુશી થવા જેવો ઉપાય નથી. શુ એ લોકોને હાથ-પગ છે અને આપણને નથી ? શું એ લોકોમાં બુદ્ધિ છે અને આપણામાં નથી ? શુ એ લોકોના મુલકમાં જે વસ્તુઓ મળે છે તે વસ્તુઓ આપણા દેશમાં નથી મળતી ? અને શું એ લોકો કાંઈ સ્વર્ગમાંથી ઉતરી આવેલા છે કે આપણે તેઓના જેવાં કામો ન કરી શકીએ ? જો આપણે પણ મહેનત કરીએ અને અભ્યાસ કરીએ તો એ

લોકોના જેવીજ અને એથી પણ વધારે નવી શોધો તેમજ બનાવટો આપણે પણ કરી શકીએ. કૃપાળુ ઇશ્વરે જેટલી શક્તિ તેઓને આપેલી છે, તેટલીજ શક્તિ આપણને પણ આપેલી હોવાથી જે કામો એ લોકો કરી શકે તે કામો આપણે પણ કરી શકીએ એમાં નવાઈ નથી."

"આપણે પરદેશી વસ્તુઓ ન વાપરીએ અને સ્વદેશી વસ્તુઓજ વાપરવાનો ઠરાવ કરીએ, તો આપણને પણ નવી શોધો કરવીજ પડે; અને જ્યારે નવી શોધો થાય ત્યારે એ શોધ કરનારને તથા દેશને ફાયદો થયા વિના રહે નહિ. જ્યારે આપણે પરદેશી વસ્તુઓ નહિ વાપરીએ ત્યારે આપણને એમ લાગશે કે કાગળ વિના કેમ ચાલે? તેથી આપણને કાગળ બનાવવાનાં કારખાનાં કાઢવાં પડશે. છીંટ વિના કેમ ચાલે? ત્યારે છીંટ છાપવાનાં કારખાનાં કાઢવાં પડશે. બાઇસીકલ વિના કેમ ચાલે? ત્યારે સ્વદેશી બાઇસીકલ બનાવવી પડશે. આવી રીતે પરદેશી વસ્તુઓ ન વાપરવાથી ધીરે ધીરે બધી જાતની સ્વદેશી વસ્તુઓ જરૂર બનવા લાગશે અને ત્યારેજ આપણું કલ્યાણ થશે; માટે આપણે સ્વદેશી વસ્તુઓ વાપરવી જોઇએ."

એ સાંભળીને નરહરિએ કહ્યું:–ઓહો! આ તો બહુ ભારે વાત! પરદેશી વસ્તુઓ વાપરવામાં આપણી નાલાયકી છે, એ તો મેં આજેજ જાણ્યું. એ વિચાર તો બહુ સારો.

પ્રાણલાલે કહ્યું:–પંડિતજીએ આ બાબત ઉપર તો ખાસ ભાર મૂક્યો હતો અને કહ્યું હતું કે;—

"કોઇ પવિત્ર બ્રાહ્મણના ઘરમાં હાડકુ પડયું હોય અને એ જોઇને તેનો જીવ જેવો કમકમે, તે કરતાં પણ પરદેશી વસ્તુઓને મારા ઘરમાં જોઇને મારો જીવ વધારે કમકમે છે. કારણ કે પરદેશી વસ્તુઓ આપણા ઘરમાં વપરાય એ તો આપણી નાલાયકીની સાબીતી છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ હોય એ તો આપણી મૂર્ખાઇનો નમુનો છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય, એ આપણા દેશ તરફની આપણી બેદરકારીનો પુરાવો છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય, એ તો આપણી ગરીબાઇને ટકાવી રાખવાની જામીનગીરી છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય, એ આપણા બીજા ભાઇબંધોને ભુખે મારવા જેવું છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય, એ તો આપણાં છોકરાંઓને ધંધા વિનાનાં રખડાવવા જેવું છે. આપણાં ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય, એ તો ખાસ ચાહીને દરિદ્રતાને બોલાવવા જેવું છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાય, એ જુદી જુદી જાતના નવા નવા રોગોને આપણા શરીરમાં બોલાવવા જેવું છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય, એ આપણો નાશ થવાની નિશાની છે. આપણા ઘરમાં પરદેશી વસ્તુઓ વપરાતી હોય એ ઘણી જાતની આફતોનું મૂળ છે; અને આપણા ઘરમાં જેટલી જાતની પરદેશી વસ્તુઓ વપરાતી હોય, તેટલી જાતનાં દુઃખો આપણને ભોગવવાં પડશે; એટલુંજ નહિ પણ આપણા ઘરમાં જેમ જેમ વધારે વધારે પરદેશી વસ્તુઓ વપરાશે તેમ તેમ

પણી જીંદગી ટુંકી થતી જશે; અને આપણા ઘરમાંથી
ન જેમ પરદેશી વસ્તુઓ ઓછી થતી જશે તેમ તેમ
પણી જીંદગી વધતી જશે. માટે હું કહું છું કે આપણે
ડી ઘણી અગવડ ભોગવીને, થોડું ઘણું નુકસાન ખમીને,
ડું ઘણું દુઃખ ખમીને અને થોડો ઘણો આપણા સ્વાર્થનો
ગ આપીને પણ પરદેશી વસ્તુઓને તજી દેવી
ઇએ; અને એને બદલે ખાસ ચાહીને સ્વદેશી વસ્તુઓ
રવી જોઇએ. ”

આ સાંભળીને ત્રવાડીએ કહ્યું:-આ તો બહુજ ખુબીની
ત ! આવી વાતો તો મેં કોઈ દિવસ સાંભળી નહોતી. વારૂ
ણુલાલભાઈ, તમને આટલું બધું યાદ કેમ રહ્યું ?

પ્રાણુલાલે કહ્યું:-પંડિતજીનું એ ભાષણ છાપામાં છપાઇ ગયું
અને સૌ લોકોને મફત આપવા સારૂ તેનાં ચોપાનીયાં
ણ નીકળ્યાં છે. એ ચોપાનીયાં સૌ છોકરાઓને મળેલાં છે
ને બધાંને એ ભાષણ ગમ્યું પણ છે. માસ્તરે પણ કહ્યું છે કે
ભાષણ વાંચી જજો અને એમાંથી શું સમજ્યા તે મને કહી
નાવજો; તેથી પોતાને ગમે તેવી થોડી થોડી વાતો સૌ છોક-
ઓએ તેમાંથી ગોખી રાખી છે. મને આ બાબત ગમી તેથી
ચ સાતવાર ફરી ફરીથી એ ને એ વાત વાંચી ગયો, એટલે
દ રહી ગયું. એજ પ્રમાણે બીજા સૌ ભાઇઓએ પણ પોત-
તાને જે ગમ્યું તે થોડું થોડું યાદ રાખેલું છે. આજે વખત
ઇ ગયો છે, માટે હવે આવતી કાલે એ સંબંધી વધારે
તો કરીશું. એમ કહીને સૌ છોકરાઓ છુટા પડયા.

# પાઠ ૧૬ મો—સ્વદેશી વસ્તુઓ-ભાગ ૪ થો.

એ પછી બીજે દિવસે પાછી વિદ્યાર્થીઓની સભા મળતાં જટાશંકરે કહ્યું કે; સ્વદેશી વસ્તુઓ વાપરવાની બાબતમાં મેં પણ થોડીક વાતો યાદ રાખેલી છે. કહો તો તે કહી સંભળાવું.

એ સાંભળીને ત્રવાડીએ કહ્યું:-તને તે શું યાદ રહે? તું તો ઠોઠ છે! ત્રણ વરસ થયાં ગણિતમાં નાપાસ થાય છે, એજ તું કે બીજો કોઇ?

જટાશંકરે કહ્યું:-ભલે ગણિતમાં ઠોઠ છું ને છેલ્લો રહું છું; પણ કાંઇ સ્વદેશપ્રેમમાં હું ઠોઠ નથી. એ વાત તો મને બહુ ગમે છે અને જે મને ગમે એ તો બહુ યાદ રહી જાય છે. વળી આ બાબત તો ખાસ યાદ રહી છે. તમે સાંભળો તો હમણાંજ કહી જાઉં.

ત્યારે પટેલે કહ્યું:-ખુશીથી કહો.

જટાશંકરે કહ્યું:-એ પછી પંડિતજીએ એમ કહ્યું હતું કે;-

" અપણા દેશના ભલાને ખાતર જ્યારે આપણે ખોટી નાજુકાઈ છોડી દઇને વિલાયતી બારિક મલમલને બદલે જરા જાડાં કપડાં પણ નહિ વાપરી શકીએ, ત્યારે આપણું ભલું કેમ થઇ શકશે? જે માણસ સ્વદેશને ખાતર જરા જાડું કપડું પણ વાપરી શકતા નથી, તેઓ જરૂર પડે ત્યારે સ્વદેશને ખાતર મોટી મોટી મુશ્કેલીઓ કેમ ખમી શકશે? પરદેશી વસ્તુઓ કરતાં સ્વદેશી વસ્તુઓ જરાક મોંઘી હોય તે સારૂ કરીનેજ—થોડાક પૈસાના લોભ સારૂ કરીનેજ—જેઓ સ્વદેશી વસ્તુઓ વાપરતા

નથી; તેઓ સ્વદેશને ખાતર વધારે મોટા ભોગો કેમ આપી શકશે ? “ પરદેશી વસ્તુઓના જેવી સ્વદેશી વસ્તુઓ સુંદર હોતી નથી, ” એમ કહીને બહારના રંગરૂપને ખાતરજ જેઓ પરદેશી વસ્તુઓ વાપરે છે અને સ્વદેશી વસ્તુઓ વાપરતા નથી; તેઓ દેશનું ભલું ઇચ્છનારાઓની આગળ અને ઇશ્વરની આગળ કેમ સુંદર લાગશે ? પરદેશીઓને રાજી રાખવા સારૂ ખુશામતને ખાતર જેઓ પરદેશી વસ્તુઓ વાપરે છે, તેઓની તરફથી દેશના કલ્યાણની આશા કેવી રીતે રાખી શકાય ? પરદેશી વસ્તુઓ પોતાના ઘરની પાસેજ મળે અને સ્વદેશી વસ્તુઓ જરા દૂર મળે, તે સારૂજ જેઓ પરદેશી વસ્તુઓ વાપરે છે તેઓ દેશના ભલાને ખાતર પરદેશોમાં કેમ જઇ શકશે ? “ સ્વદેશી વસ્તુઓ ક્યાં મળે છે એ અમને ખબર નથી, તે સારૂ અમે પરદેશી વસ્તુઓ વાપરીએ છીએ, ” એમ જેઓ કહે તેઓને કહો કે, તમારા પોતાના ભલાને ખાતર એટલી ખબર પણ જ્યારે તમે નહિ મેળવી શકો ત્યારે આપણા દેશનો ફાયદો કરી શકાય એવી વધારે કઠણ બાબતો તમે કેમ જાણી શકશો ? અને પોતાના દેશના તથા પોતાના કલ્યાણની બાબતમાં પણ જેઓ એટલા બધા ઢીલાપોચા હોય તે માણસો શું કામના ? એટલુંજ નહિ પણ દેશના કલ્યાણની બાબતમાં આવી જાતની બેદરકારી રાખવી એ બહુજ મોટું પાપ છે.

પોતાના દેશના ભલામાં જે પોતાનો ભાગ ન રાખે તેના કરતાં વધારે બીજું નાલાયક કોણ ? પોતાના

કરોડો દેશભાઇઓના ભલાની બાબતમાં જે બેદરકાર રહે તેના કરતાં મોટો પાપી બીજો કોણ ? નાના પાપીઓને પણ જ્યારે મોટી શિક્ષા થાય છે, ત્યારે જે પોતાના દેશને લાભ થાય તેવી રીતે ન વરતે તેને કેટલી બધી સખ્ત શિક્ષા થવી જોઇએ ? અને તેમાં પણ જે દેશની વિરૂદ્ધ થાય તેનું તો મોઢું પણ જોવું જોઇએ નહિ. માટે ભાઇઓ અને બહેનો! તમારાથી જરાક પણ આપણા દેશનું બુરૂં ન થઈ જાય એ બહુજ સંભાળજો; અને જેમ બને તેમ આપણા દેશનું ભલું કરવામાં તમારો ભાગ રહે તેમ કરજો; તેમજ દેશના ભલા માટે બીજાં મોટાં કામો જો કદિ તમારાથી ન બની શકે તો સ્વદેશી વસ્તુઓ તો જરૂર વાપરજો. એનું નામ પણ સ્વદેશ-પ્રેમ છે અને એમાં પણ ઇશ્વર રાજી થાય છે; માટે હુવેથી સૌ કોઇ સ્વદેશી વસ્તુઓ વાપરવાનો ઠરાવ કરો."

---

# પાઠ ૧૭ મો—આપણો દેશ પ્રથમ કેવો હતો ?

મહેતાજીએ પૂછયું:-હરિદાસ, અસલના વખતમાં આપણો દેશ કેવો હતો એ તમને ખબર છે ?

હરિદાસે કહ્યું:-હા સાહેબ; મને ખબર છે. મેં એક ચોપડીમાં વાંચ્યું છે કે, અસલના વખતમાં આપણો દેશ બહુ ધાર્મિક અને પૈસાવાળો હતો. લોકો બહુ જોરાવર તથા નીતિ-

વાળા હતા. બધાં માણસો બહુ સુખી હતાં અને વેપાર ખૂબ ચાલતો હતો.

મહેતાજીએ બીજા છોકરાને પૂછ્યું:-રામચંદ્ર, તમે આ બાબતમાં કાંઇ જાણો છો ?

રામચંદ્રે કહ્યું:-હા સાહેબ; મારા દાદા કહે છે કે હાલના વખતમાંજ આપણે ભિખારી જેવા થઇ ગયા છીએ; બાકી અસલના વખતમાં તો બહુજ સારૂં હતું. અનાજ સસ્તું, ઘી સસ્તું, દૂધ સસ્તું, ગાયો સસ્તી, ઘરનાં ભાડાં સસ્તાં અને બધાં માણસોને ધંધો-રોજગાર મળી રહે તેથી કોઈ પણ માણસ ભૂખે મરે નહિ. વળી ઝાઝી ઉપાધિ નહિ તેથી ઝાઝા રોગ પણ નહિ; એટલે આપણા દેશમાં અસલના વખતમાં સૌ લોકો બહુ સુખી હતા.

મહેતાજીએ ત્રીજા છોકરાને પૂછ્યું:-ઈશ્વરલાલ, આ બાબતમાં તમે કાંઇ જાણો છો ?

ઈશ્વરલાલે કહ્યું:- હા સાહેબ; અમારે ઘેર વ્યાસ કથા વાંચવા આવે છે, તે શ્રીકૃષ્ણના વખતની દ્વારિકાનું વર્ણન વાંચતા હતા. તેમાં એમ આવ્યું હતું કે "હીરા-મોતીના અને મણિ-માણેકના લોકો દાગીના પહેરતા હતા; સોના-રૂપાનાં વાસણો વાપરતા હતા; હાથી ઘોડાનો સુમાર નહોતો; ગાયો પાર વિનાની હતી; માણસો વિમાનમાં બેસીને આકાશમાં ઉડતાં હતાં; હાથીઓ ઉપર રત્નો જડેલી સોનાની અંબાડીઓ અને હીરા-મોતીની ઝૂલો હતી; સોનાની ગાગરોવડે સ્ત્રીઓ પાણી ભરતી હતી અને એ વખતે દ્વારિકાના લોકો એવા સુખી હતા કે,

સ્વર્ગના દેવતાઓને પણ એમ લાગતું કે અમે દ્વારિકામાં જઇને રહીએ તો સારૂં."

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:—તમે ત્રણે જણાએ બહુ સારા જવાબો આપ્યા છે. આવી બાબતો નિશાળની ચોપડીઓમાં ન હોય તો પણ તે જાણવાની તમારે કાળજી રાખવી જોઇએ. કારણ કે એવી આજુબાજુની વાતો જાણવાથી ડહાપણ વધે છે; સારૂં-નરસું સમજાય છે; આપણે કેવી ખરાબ દશામાં આવી પડયા છીએ તેનું આપણને ભાન થાય છે અને તેના ઉપાયો કરવાની જરૂર સમજાય છે. જ્યારે મોટા થઇએ ત્યારે એવું જાણી રાખેલું બહુ કામ લાગે છે; માટે જ્ઞાન તો જ્યાંથી મળે ત્યાંથી મેળવ્યાજ કરજો.

અસલના વખતમાં આપણો દેશ આબાદ હતો અને આપણા લોકો સુખી હતા એ વાત ખરી; પણ માત્ર એટલુંજ જાણીએ એમાં કાંઈ વળે નહિ. એનાં કારણો જાણીએ તોજ ફાયદો થાય. માટે હવે મને કહો કે અસલના વખતમાં શા માટે આપણા લોકો સુખી હતા ?

એ સાંભળીને એક છોકરો બોલ્યો કે, એ વખતે આપણા દેશમાં હુન્નર-કળા બહુ હતાં અને આપણો માલ પરદેશોમાં જતો; તેમજ પરદેશી વસ્તુઓ આપણા લોકોને લેવી પડતી નહિ, તેથી તેઓ સુખી હતા.

બીજાએ કહ્યું:—લોકોમાં સંપ હતો અને એક બીજાને અરસપરસ મદદ કરતા હતા, તેથી લોકો સુખી હતા.

ત્રીજાએ કહ્યું:—એ વખતના લોકો બહુ ધાર્મિક હતા;

બહુ નીતિવાળા હતા અને બહુ દયાળુ હતા, તેથી તેઓ સુખી હતા.

ચોથાએ કહ્યું:—આપણું ધન અને આપણું અન્ન આપણા દેશમાંજ રહેતું, પરદેશમાં ઘસડાઈ જતું નહિ, તેથી લોકો સુખી હતા.

પાંચમાએ કહ્યું:—એ વખતે આપણા લોકોનાં રાજ્ય હતાં અને પરદેશી રાજા નહોતા, તેથી લોકો સુખી હતા.

છઠ્ઠાએ કહ્યું:—એ વખતે આપણા દેશમાં વિદ્યા વધારે હતી અને લોકો હાલના જેવા અજ્ઞાન નહોતા, તેથી તેઓ સુખી હતા.

સાતમાએ કહ્યું:—હાલમાં આપણે બાયલા જેવા બની ગયા છીએ, પણ એ વખતે બધા લોકો બહુ બહાદુર હતા અને દેશને અર્થે પોતાનાં માથાં આપતા હતા, તેથી તેઓ સુખી હતા.

આવા સારા જવાબો સાંભળીને મહેતાજી બહુ રાજી થયા અને તેમણે કહ્યું કે, ઓહો ! આ બધું તમે ક્યાંથી શિખ્યા ? મેં તો તમને આવું કાંઈ શિખવ્યું નથી.

ત્યારે રઘુનાથે કહ્યું:- મારા મોટાભાઈએ ‘ બાળસમાજ ’ નામે મંડળી સ્થાપી છે. તેમાં રજાને દિવસે બધા છોકરાઓ ભેળા થાય છે. જે છોકરાઓ એ સભામાં જાય તે બધાને દર અઠવાડીએ એક પૈસાવાળી ચોપડી મફત મળે છે. એ ચોપડીમાં આવી સારી સારી વાતો લખેલી હોય છે. વળી ત્યાં સ્વદેશભક્ત નામે એક સ્વામી આવીને એક કલાક સુધી

આવી વાતો અમને સમજાવે છે, તેથી આવા જવાબો આપતાં અમને આવડે છે.

એ સાંભળીને મહેતાજીએ કહ્યું:--એ પણ બહુ ખુશીની વાત. એવાં મંડળ તો ઠેકાણે ઠેકાણે થવાં જોઇએ. હવે આપણો વખત થઈ ગયો છે, પણ રજા આપતા પહેલાં એક વાત મને કહો કે અસલની પેઠે આપણો દેશ ફરીથી આબાદ થાય અને આપણે સૌ લોકો સુખી થઇએ એને માટે આપણે શું કરવું જોઇએ ?

ત્યારે નરહરિએ કહ્યું:-હા સાહેબ; ઉપર જે કારણો બતાવેલાં છે તે સમજીને જ્ઞાન મેળવવાની, આપણા લોકોને માફક આવે તથા ફાયદો થાય તેવા ધંધા-રોજગાર વધારવાની, નીતિ-ધર્મ વધારવાની તથા પવિત્રતા અને બહાદૂરી વધારવાની મહેનત કરીએ તો થોડાં વરસોમાં આપણે પણ અસલના લોકોની પેઠે બહાદૂર અને સુખી થઇ શકીએ.

## પાઠ ૧૮ મો-આપણો દેશ હાલમાં કેવો છે ?
## ભાગ ૧ લો.

મહેતાજીએ કહ્યું:-શંભુ, તારી ફીના પૈસા લાવ્યો કે ?

શંભુએ કહ્યું:—મારા બાપાએ કહ્યું કે " ચાર મહિના થયાં નોકરી સારૂ હું રખડું છું; પણ હજી કયાંય નોકરી મળતી નથી. માણેકચંદ પણ હવે વધારે પૈસા ધીરવાની ના પાડે છે;

માટે મારાથી હમણાં તારી ફી ભરી શકાય તેમ નથી. માસ્તરને કહેજે કે મહેરબાની કરીને થોડા દિવસ ચલાવી લેજો. નહિ ચલાવી લે તો તારે નિશાળ છોડી દેવી પડશે. ”

આ સાંભળીને માસ્તર વિચારમાં પડયા. કારણ કે શંભુ જેવા હુંશિયાર છોકરાને તેની ગરીબાઈ ખાતરજ નિશાળમાંથી કાઢી મૂકવો પડે એ મહેતાજીને ઠીક લાગતું નહોતું. બીજી તરફ સરકારી નિશાળના કાયદા પ્રમાણે ફી લીધા વિના મહેતાજી તેને રાખી શકે એમ પણ નહોતું. એટલામાં એક છોકરાએ ત્યાં આવીને કહ્યું કે; સાહેબ, આજે બહારગામ જમવા જવું છે; માટે રજા લેવા આવ્યો છું.

માસ્તરે કહ્યું:–જમવા સારૂ કરીને કાંઈ પરીક્ષાના દિવસોમાં રજા લેવાય ?

શાંતિગીરે કહ્યું:–હું તો ઘણોય ન જાઉં; પણ ઘરમાં દાણા નથી અને મારા બાપ કાલના જુવાર લેવા ગયા છે તે પણ હજી આવ્યા નથી; તેથી મારી મા તો મુંઝાઈ ગઇ અને રોવા લાગી કે આજે ખાઇશું શું ? એટલામાં ભીમગર કહી ગયો કે આજે વાણીયાઓની ઉજાણી છે ત્યાં જમવા આવજો.

આમ વાત ચાલે છે એટલામાં ત્યાં એક વિધવા બાઇ આવી અને તેણે મહેતાજીને કહ્યું કે;–

આ મારા ફીલાને સમજાવોની. એ કહે છે કે ખરાબ લુગડાં પહેરીને નિશાળમાં જવાય નહિ; માટે મને સારાં લુગડાં લઇ આપ. એને બિચારાને કાંઈ ખબર છે કે હું દળણાં દળી દળીને માંડમાંડ પેટનું પુરૂં કરૂં છું તેમાં સારાં લુગડાં

લાવું કયાંથી ? પોતાના છોકરાને પહેરાવવું–ઓઢાડવું કોને ન ગમે ? એ છોકરાએ પાતળા પહેરણભર આખો શિયાળો કાઢયો છે એ જોઇને મને મનમાં બહુએ લાગી આવતું, પણ કરૂં શું ? અમારાથી કાંઇ માગવા જવાય છે ? એમ કહેતાં કહેતાં તે બાઇ રોઇ પડી અને પોતાના સાલ્લાના છેડાવડે આંસુ લુંછતાં લુંછતાં બોલી કે, એના માસ્તરને જરા કહી દેજો કે હમણાં થોડા દિવસ સારાં લૂગડાં માટે તાકીદ કરે નહિ.

આમ વાત ચાલતી હતી એટલામાં આસિસ્ટંટ એક છોકરાને લઇને ત્યાં આવ્યો અને કહ્યું કે, આ છોકરો લેસન કરતો નથી. એને ઇતિહાસ આવડતો નથી, ભૂગોળ આવડતી નથી અને ગણિતમાં પણ મીંડું છે. માટે હવે એનું શું કરવું ? એ સારૂ હું આપની પાસે લાવ્યો છું.

મહેતાજીએ કહ્યું:—આ છોકરો તો હુંશિયાર છે. એને કેમ ન આવડે ? એ તો પહેલા નંબરનો છોકરો છે. કેમ રામજી, હમણાં તને શું થયું છે ? લેસન કેમ કરતો નથી ?

તે છોકરાએ કહ્યું:-સાહેબ, મારી પાસે ચોપડીઓ નથી એટલે હું શું કરૂં ?

મહેતાજીએ કહ્યું:-ચોપડીઓ કાં નથી લેતો ? અહિં ન મળતી હોય તો મને કહે એટલે હું મંગાવી આપું.

રામજીએ કહ્યું:-મારા કાકા કહે છે કે " ચોપડીઓ લેવા જેટલા મારી પાસે પૈસા નથી. પંદર રૂપિયાના પગારમાં આગળ માંડમાંડ પુરૂં થતું; પણ હમણાં તો બધુંજ મોંઘું થઇ જવાથી મહીને ત્રણ ચાર રૂપિયા ઉલટા ઘટે છે. આવી દશામાં

તને પાંચ રૂપિયાની ચોપડીઓ ક્યાંથી અપાવું? ગમે તો ભણવું છોડી દે અને ગમે તો એમને એમ ચલાવ. બીજો કાંઈ ઉપાય નથી." આમ કહે છે એટલે હું શું કરૂં? અને ચોપડીઓ વિના લેસન કયાંથી આવડે?

એ સાંભળીને મહેતાજીને બહુ દિલગીરી લાગી, તેથી તેમણે નિસાસો નાખ્યો. તેમને લાગ્યું કે પ્રભુ! આ તે શો ગજબ? અમારો દેશ આટલો બધો ગરીબ! આજે તો મારે આજ વાતો છોકરાઓને સમજાવવી જોઇએ. એમ વિચારીને તે ભલી લાગણીવાળા મહેતાજીએ કહ્યું કે, અસલના વખતમાં આપણો દેશ સુખી હતો એ વાત તો તમે ઠીક જાણી. હવે કહો કે હાલના વખતમાં આપણો દેશ કેવો છે? ત્યારે જીવણે કહ્યું કે;– હાલના વખતમાં આપણો દેશ બહુ ગરીબ અને દુ:ખી છે.

મહેતાજીએ કહ્યું:–તમે કેમ જાણ્યું કે આપણો દેશ ગરીબ છે અને આપણા લોકો દુ:ખી છે? આપણે જે વાત કહીએ તે સાબીત કરી આપીએ ત્યારેજ આપણે ખરા કહેવાઇએ.

ચંદુલાલે કહ્યું:–મારી મા બહુ દયાળુ છે. તેને એવો નિયમ છે કે આપણે ઘેરથી કોઈ પણ ભિખારી ખાલી હાથે પાછો ન જવો જોઇએ; તેથી જેટલા ભિખારી આવે તે બધાને મુઠી મુઠી ચોખા અમે આપીએ છીએ. મને રજા હોય ત્યારે કોઈ કોઇ વખત મારી મા એ કામ ઉપર મને બેસાડે છે; તેથી મને ખબર છે કે દરરોજ એટલા બધા ભિખારી આવે છે કે તેઓને ચપટી ચપટી ચોખા આપતાં પણ મારા હાથ થાકી જાય છે અને હું કંટાળી જાઉં છું. એ ઉપરથી મને

લાગે છે કે આવા એક ગામમાં જ્યારે આટલા બધા ભિખારી છે ત્યારે આખા દેશમાં કેટલા ભિખારી હશે ? એ ભિખારીઓમાં કેટલાક તો બે બે ગાઉ દૂરથી ચપટી ચોખા લેવા સારૂ આવે છે. જો તેઓની પાસે પૈસા હોય તો ચપટી ચોખા સારૂ કરીને એટલી બધી મહેનત તેઓ શા માટે કરે ? માટે હું કહું છું કે આપણો દેશ ગરીબ છે.

મહેતાજીએ કહ્યું:-શાબાશ, તમે બહુ સારી રીતે વિચાર કરી શકો છો. દરેક છોકરાએ આવી રીતે નજર પહોંચાડી વિચાર કરીને જવાબ દેવો જોઇએ.

એ પછી મહેતાજીએ કહ્યું:-કાંતિલાલ, આ બાબતમાં તમો કાંઇ કહી શકશો ?

કાંતિલાલે કહ્યું:-હા સાહેબ; હું જ્યારે મારા બાપા સાથે શ્રાવણ મહિનાના સોમવારને દિવસે શિવમંદિરમાં દર્શન કરવા ગયો હતો, ત્યારે ત્યાં રસ્તાની બંને બાજુએ હારબંધ ભિખારી બેઠાં હતાં. મારા બાપાએ દશ રૂપિઆની પાઈઓ લીધી અને દરેકને એક એક પાઇ આપવા લાગ્યા; પણ એટલા બધા ભિખારી હતા કે એ દશ રૂપિઆની પાઇ પણ તેઓને પૂરી થઈ નહિ ! એમાં ઘણાક આંધળા હતા, ઘણાક લૂલા હતા, ઘણાક કોઢીયા હતા, ઘણાક બહુજ બુઢ્ઢા હતા, ઘણાએ ભણી શકે તેવા મારા જેવડા છોકરાઓ હતા અને બીજાં પણ દયા ઉપજે એવાં ઘણાં માણસો હતાં. એ બધાં માટે મારા બાપા કહેતા હતા કે " તેમને રહેવાને ઘર નથી, પહેરવાને પૂરાં લૂગડાં નથી અને ખાવા-પીવાનું કાંઇ ઠેકાણું નથી. "

જ્યારે એક ગામમાં આટલાં બધાં દુઃખી માણસો હોય, ત્યારે આખા દેશમાં કેટલાં બધાં દુઃખી માણસો હશે? માટે હું કહું છું કે આપણા દેશના લોકો બહુ દુઃખી હાલતમાં છે.

મહેતાજીએ કહ્યું:-શાબાશ, તમે પણ બહુ સારો જવાબ આપ્યો. આવીજ રીતે યાત્રા, મેળા, પ્રદર્શન વગેરે જોવામાં હરેક છોકરાએ પોતાની બુદ્ધિથી કાંઈક સાર લેવો જોઇએ.

આજે આપણો વખત પૂરો થયો છે, માટે હમણાં આ બાબત અધુરી રહેવા દો. આવતી કાલે એ ઉપર વધારે ચર્ચા ચલાવીશું.

---

## પાઠ ૧૯ મો-આપણો દેશ હાલમાં કેવો છે? ભાગ ૨ જો.

એ પછી બીજે દિવસે પણ શાળા બંધ થયા પછી પોતાના ખાનગી વખતમાં થોડા ઉત્સાહી છોકરાઓને મહેતાજીએ કહ્યું કે; હવે કાલની અધુરી રહેલી વાત શરૂ કરીએ. બોલો હીરાલાલ, આપણો દેશ હાલમાં કેવો છે? એ બાબતમાં તમે કાંઇ જાણો છો?

હીરાલાલે કહ્યું:-હા સાહેબ; મારા મોટાભાઇને રસાયણશાસ્ત્રનો અભ્યાસ કરવો હતો, પણ દોઢીયાંની મારામારીને લીધે તેમને વકીલની ઑફીસમાં કારકુન થવું પડયું. મારી ફૂઇનો દીકરો સારો વૈદ્ય થઇ શકે તેવો છે; પણ પૈસાનું સાધન નહિ તેથી કાપડીઆને ત્યાં રહી ગયો. ગઇ સાલ

મારી સાથે જગુ હતો, તેના બાપ ફી ભરી શકયો નહિ અને માફીની જગ્યા ખાલી નહોતી; તેથી તેને નિશાળ છોડવી પડી. અમારા પાડોશી પદમશી પાસે ચોપડીઓ લેવાના પૈસા ન હોવાથી લાચારીથી તેણે નિશાળ છોડી. મારા મામાના છોકરાનું પણ એમજ છે. એ ઘણો હુંશિઆર છે પણ એના ગામમાં ઉંચું ભણતર ભણવાની શાળા નથી અને બહારગામ રહીને ભણવાના પૈસા નથી, તેથી ગુજરાતી સાત ચોપડી ભણ્યો અને હવે ગામમાં રખડે છે. આવા ઘણા દાખલા હું મારી નજરે જોઉં છું અને મારા મોટાભાઇ પણ એજ વાતો કર્યા કરે છે. એ ઉપરથી મને સમજાયું છે કે આપણો દેશ બહુ ગરીબ છે અને આપણા લોકો બહુ દુઃખી છે.

મહેતાજીએ કહ્યું:—કાનજી, આ બાબતમાં તમે કાંઇ કહી શકશો ? કાનજીએ કહ્યું:–હા સાહેબ; કાલેજ હું ઘેર ગયો ત્યારે મારી મા રોતાં હતાં અને પડોશણને કહેતાં હતાં કે " મારી બહેનની દીકરી રાંડી છે, તેને કયાંઇ રોટલાનું ઠેકાણું નથી. મારી નણંદને પણ રોટલાનું ઠેકાણું નથી. આપણી મઢુ પણ બિચારી દુઃખીયારી છે અને મારા જેઠના દીકરાની વહુ પણ રોટલા વિના રખડે છે. તેમાં વળી આ બિચારી કાશીને માથે પણ દુઃખ આવી પડયું ! આપણો ગરીબ કાફલો, એટલે આપણી પાસે તે બીજું શું હોય ? બહુ તો બસો ચારસો રૂપિયાનો દાગીનો હોય. એમાં કાંઇ જીંદગી સુધી પૂરૂં થાય ? લાજશરમનાં લફરાં મોટાં. ધર્મની બાબતમાં પણ બધું પોલેપોલું. પાસે પૈસા નહિ અને ખરચો વધતાં જાય છે; એટલે પછી અધર્મ થયા વિના કેમ રહે ? અમારાંજ સગાં-

ામાં જેને રોટલાનું ઠેકાણું નથી એવી આઠ વિધવાઓ
ારે આખા દેશમાં કેટલી બધી વિધવાઓ હશે? એ
રીઓ શું કરે? એમની જીંદગી કેમ જાય?" એમ કહી
મારી મા બહુ રોતાં હતાં.

ળી તે કહેતાં કે "આગળના વખતમાં પાંચ શેર
દળીએ એટલે શેર લોટ જેટલું મળી રહેતું; તે પણ
વેપારીએ ગામમાં સંચાની ઘંટી ચલાવીને ખોવ-
કપાસની મોસમમાં ઘરમાં બેઠાં બેઠાં ચાર ઘડી કપાસ
આપતાં તેના બબ્બે આના મળતા, તે પણ જમ જેવા
ાળાએ જીન ઘાલીને ટાળ્યું. ઘરમાં નવરાં હોઈએ ત્યારે
ામાંથી રોજ સેજે ચાર પૈસા બચતા અને ઘરનાં માણ-
પહેરણ પછેડી મફતમાં પડી રહેતાં; તેની ઉપર મુવા
ાળાએ પાણી ફેરવ્યું. એવી રીતે ગરીબ-ગરબાંનો રોટલો
ઠે મળતો તે ગયો અને એ મુવા પોતાનાં ઘર ભરીને
(મોટર) ગાડીઓમાં ફરે! આપણા ગામમાં પચાસ
ડ લોકોનાં હતાં અને ખાદી તથા ઠેપાડાં વણીને સુખચેન
; તે પણ મીલોનાં અને પરદેશી લુગડાં આવવા માંડયાં
ધીમે ધીમે પડી ભાગ્યાં. અરધ ઉપરાંત ઘર તો ધંધો અને
ા ન મળવાથી મરી પરવાર્યાં. કેટલાંક બિચારાં ઢેડનાં કુટુંબ
ઈ અને અમદાવાદ જઈને જાજરૂ વાળવાનું કામ કરે છે. ગામમાં
ક ઘર રહ્યાં છે તેમની પણ દશા જોઈને? બે મહીના ઉપર
બિચારી રાંડી રાંડ મોચલી સડક પર મજુરી કરવા
ત્યાં મુવા મુકાદમે ઇજ્જત લીધી! પેલો બિચારો જવાન

પહાડ જેવો છેતીયો રોજ સાંજ સુધી મજુરી કરીને દાણા લાવે, ત્યારે ચાર નાનાં છોકરાં, ડોસી, દાદો અને બાઇડી ખાવાનું પામતાં; તેને મુખીએ મામલતદારની વેઠે પકડયો. બિચારાએ નમી નમીને કાલાવાલા કર્યા કે મને જતો કરો. મજુરીએ નહિ જાઉં તો મારૂં આખું ઘર ભૂખે મરશે; પણ એટલું કહેતામાં તો મુખીનો મીજાસ ગયો અને રાવણીઆ પાસે એને એવો મરાવ્યો કે, બિચારો બેજ દહાડામાં મરી ગયો; અને ઝાડેથી પડી ગયો એમ ઠરાવીને ખોળી બાળ્યો. એની જુવાન બાઈડી, ઘરડાં વડીલો અને નાનાં છોકરાંને હવે અન્નને ને દાંતને વેર બંધાયું છે. ભગવાન આવાં કુકર્મ કરનારાને ઉભાને ઉભા કેમ બાળી મૂકતો નથી, એજ મને તો નવાઇ લાગે છે. મુવાઓને નરકમાં પણ ઠામ મળવાનું નથી."

મારી માએ કહેલી આ બધી સાચેસાચી હકીકત ઉપરથી મને તો નક્કી સમજાયું છે કે, આપણો દેશ બહુ ગરીબ છે અને આપણા લોકો બહુ દુ:ખી છે. લોકો કહે છે કે મીલમાં મજુરી સારી મળે છે; પણ મારી મા કહે છે કે મીલોએ અને સંચાઓએ લાખો વિધવાઓ અને ગરીબોનો ઘરધંધો ખોવરાવીને જે સત્યાનાશ વાળ્યું છે, ત્યાં થોડાંકને રોજનો રૂપિયો મળવાથી શું વળ્યું ? ઉલટા ગરીબ માણસો શહેરમાં જઇ રહીને દારૂ પીવા શિખ્યા. આપણા ગામના બિચારા વૃદ્ધ મહમદ મીયાં તેના શેઠ મરી જતાં રખડી પડયા; એટલે છોકરાને તથા નાનાભાઇને નિશાળમાંથી ઉઠાડી લઇ અમદાવાદ મીલમાં મોકલ્યા. પણ રૂની જેણુ રોજ રોજ શ્વાસમાં જવાથી બિચારા બેઉ જણને ખહીનો રોગ થયો અને

વગર મોતે બહુ દુઃખી થઇને મરી ગયા. બિચારા મહમદ મીયાં હવે કોડી કોડી માગતા ગામમાં રખડે છે તોય પેટનો ખાડો ભરાતો નથી.

આવી આવી હકીકતો જાણુવામાં આવી ત્યારથી મને તો પરદેશી ને દેશી મીલોનાં દેખાવડાં લુગડાં ઉપર બહુજ અભાવ આવી ગયો છે. મહાત્મા ગાંધીના માણુસો આપણા ગામમાં આવ્યા અને તેમનુ કહેવું સાંભળ્યું, ત્યારથીજ મેં તો મારી માને કહીને રેંટીઓ લેવરાવ્યો છે અને રોજ મારી મા કાંતે છે. અમારૂં જોઇને અમારી પાડોશમાં પણ ઘેરે ઘેર રેંટીયા ચાલવા માંડયા છે; અને સૌએ ઠરાવ કર્યો છે કે હવે ઘરનાજ સુતરનાં કપડાં વણાવી પહેરવાં.

મહેતાજીએ કહ્યું:–શાબાશ, તમે તો સૌથી સારી વાતો આજે કહી. તમારી વાતો બરાબર સાચી છે. ભગવાન નિશાળીયા આપે તો તમારા જેવાજ આપજો. હું ઇચ્છું છું કે સર્વ છોકરાઓ તમારી વાતો સમજે અને તમારી પેઠે વરતે.

એ પછી એક છોકરા સામે જોઇને હસતું મોઢું રાખીને મહેતાજીએ કહ્યું:–કેમ ગાંડાભટ્ટ, તમે કાંઇ કહેશો કે ?

ત્યારે માથું ખંજવાળતે ખંજવાળતે અને ધોતલીમાં ભરાઇ ગએલી ધૂળ પરખોડતે પરખોડતે વિચિત્ર બુદ્ધિવાળા ગાંડાભટ્ટે કહ્યું કે; એક જણુને નિશાળની ફી ભરવાના પૈસા મળતા નહોતા; બીજાના ઘરમાં ખાવાનો રોટલો નહોતો; ત્રીજાની પાસે નિશાળમાં પહેરવા લાયક લૂગડાં નહોતાં અને ચોથાની પાસે ચોપડીઓ લેવાના પૈસા નહોતા; એ ચાર

કરતાં વધારે પુરાવા બીજા શું જોઈએ? અને જો જોઇતા હોય તો તે હું પોતેજ છું! મારી ધોતલીનાં થીગડાં ગણો; મારા કેડીયાનાં કાણાં ગણો; મારી ચોપડીનાં પાનાં ગણો; એ પણ પૂરાં નહિ હોય. મારા મોઢા ઉપરના શીળીના ગોબા ગણો અને ચાર રોટલાના લોટ સારૂ મારે કેટલે બધે ત્રાંબડી ફેરવવી પડે છે એ ગણો; એટલે તમારી ખાત્રી થશે કે આપણે કેટલા બધા ગરીબ છીએ!!

એ કરતાં પણ હજી વધારે પુરાવા જોઇતા હોય તો મારે ઘેર આવીને જુઓ કે શ્રાદ્ધનાં સીધાં, ત્રિપંડીનાં દાન, દાડાના લાડવા અને સંક્રાંતનાં દાન લઈએ છીએ; ધંતર-મંતરના ઢોંગ કરીએ છીએ અને ગ્રહણનાં દાન તથા મરતી વખતનાં આમાનનાં દાન લઇએ છીએ; છતાં પેટનું પૂરૂં થતું નથી અને ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે છે.

જે બ્રાહ્મણોએ આખી દુનીયામાં સૌથી સારાં સારાં શાસ્ત્રો બનાવ્યાં; જે બ્રાહ્મણો આખી દુનીયામાં સૌથી ઉત્તમમાં ઉત્તમ હતા; જે બ્રાહ્મણોને રાજાઓના રાજા પણ નમતા હતા અને જે બ્રાહ્મણો પોતાના જ્ઞાનથી તથા ત્યાગથી આખી દુનીયામાં પૂજાતા હતા; તે બ્રાહ્મણોનાં બાળકોની આજે એવી અધમ દશા થઇ છે. એ જોશો એટલે તમારી ખાત્રી થશે કે જેમનામાં ધર્મનું બળ હતું, જેમના હાથમાં મોટી સત્તા હતી અને હજી પણ જેમનું કાંઈક કાંઇક ચાલે છે તે બ્રાહ્મણોના પણ આવા બૂરા હાલ છે, ત્યારે બીજા લોકોની તો વાતજ શું પૂછવી?

કદે ઠીંગણો, શરીરે પાતળો, આંખે કાંણો, ફાટેલા ટુંકા ફાળીયાવાળો અને વિચિત્ર દેખાવનો ગાંડોભટ્ટ જ્યારે વાંકોચુંકો

થતો થતો આ વાત કરતો હતો, ત્યારે મહેતાજીને તથા સૌ છોકરાઓને તે સાંભળવાની બહુ ગંમત પડતી હતી અને જરા હસાહસ પણ ચાલતી હતી.

મહેતાજીએ કહ્યું:–અલ્યા ગાંડીઆ, ચોથી ચોપડીવાળા તો તારી હારના ઘણા જણા છે, તેમાં કોઇને આવું બોલતાં આવડતું નથી અને તને કેમ આવડે છે?

ગાંડાભટે કહ્યું:–મારો મામો શેઠીઆઓની પાસે વાર્તાઓ કહેવાનું કામ કરે છે; તેથી તેને ઘણી જાતની વાતો બહુ યાદ હોય છે. એ વાતો હું જ્યારે ત્યારે સાંભળ્યા કરૂં છું અને તે પણ મને કહે છે કે, "તારા બાપની પેઠે ભીખ માગવામાં કાંઇ નહિ વળે અને હાલના વખતમાં કોઈ ભીખ પણ નહિ આપે. માટે લોકોને ગમે ને દેશનું ભલું થાય એવી વાર્તાઓ કહેવાનું મારી પાસે શિખી લે. એથી તારૂં જ્ઞાન પણ વધશે; એમાંથી તારૂં ગુજરાન પણ ચાલશે; અને દેશના ભલાની વાતો કહી લોકોને જગાડવાથી લોકોને પણ ફાયદો થશે." તેથી હું મારા મામા પાસેથી એવી વાતો શિખું છું, એટલે મને આવું બોલતાં આવડે છે.

એ સાંભળીને મહેતાજી ખુશી થયા અને તેમણે કહ્યું કે, આપણો દેશ બહુ ગરીબ છે અને આપણા લોકો બહુ દુઃખી છે, એમ તમારી સૌની ખાત્રી થઇ કે નહિ?

સૌ છોકરાઓએ કહ્યું:–હા સાહેબ; એ બાબતમાં અમારી બરાબર ખાત્રી થઇ છે.

મહેતાજીએ કહ્યું:–ત્યારે હવે તમે વિચાર કરો કે આપણા દેશને આપણે એવો ને એવોજ ગરીબ રાખી મૂકવો જોઇએ કે

એમાં કાંઈ ફેરફાર કરવો જોઈએ ?

સૌ છોકરાઓએ કહ્યું:-આપણા દેશને પાછો આબાદ કરવો જોઇએ અને આપણા લોકો સુખી થાય એમ આપણે કરવું જોઈએ.

મહેતાજીએ કહ્યું:-તમારી એ વાત ખરી; પણ એ માટે આપણે શું ઉપાયો કરવા જોઈએ, એ કાંઇ તમે જાણો છો ? ચાલો ત્યારે આવતી કાલે આપણે એ પ્રકારની વાતો કરીશું, એમ કહીને મહેતાજી ઉઠયા અને વિદ્યાર્થીઓને રજા આપી.

## પાઠ ૨૦ મો-દેશની આબાદી કેમ થાય ?

એ પછી બીજે દિવસે મહેતાજીએ કહ્યું કે આપણો દેશ ગરીબ છે અને આપણા લોક દુ:ખી છે, એ વાત તો આપણે બરાબર સમજ્યા; પણ એ ગરીબાઇ અને દુ:ખો મટાડવા માટે આપણે શું ઉપાયો કરવા એ તમે જાણો છો ?

પહેલા નંબરવાળાએ કહ્યું:-હા સાહેબ; આપણા દેશના સૌ લોકોએ બહુજ સંપ રાખવો જોઇએ; કારણ કે આપણા લોકોમાં સંપ નહોતો તેથીજ આપણા દેશની પાયમાલી થઇ છે. માટે હવે આપણે સૌએ જૂનાં વેરઝેર અને બીજાના વાંકો ભૂલી જવા જોઇએ.

બીજા નંબરવાળાએ કહ્યું:-આપણા દેશમાં દરેક જણને ઉંચા વિચારોનું, દેશસેવાનુ અને બહાદૂરીનુ જ્ઞાન આપવું જોઇએ; કારણ કે અજ્ઞાનથીજ આપણી ખરાબી થઇ છે. માટે જ્યારે એવું ઉત્તમ શિક્ષણ વધશે ત્યારેજ આપણા લોકો

સુખી થઈ શકશે.

ત્રીજા નંબરવાળાએ કહ્યું:-પરદેશી કોમળ અને ભપકાદાર વસ્તુઓ વાપરવાને લીધેજ આપણા લોક નાજુક અને પાય-માલ થએલા છે; માટે આપણા દેશના સૌ લોકો સ્વદેશી વસ્તુઓ વાપરશે ત્યારેજ આપણો દેશ આબાદ થઇ શકશે, અને ત્યારેજ આપણા લોકો સુખી તથા બહાદૂર થઇ શકશે.

ચોથા નંબરવાળાએ કહ્યું:-આપણા દેશની સ્ત્રીઓ સુધરે નહિ ત્યાં સુધી આપણા લોક કદિ પણ સુખી થઇ શકશે નહિ.

મહેતાજીએ કહ્યું:-એમ તમે શા ઉપરથી કહો છો ?

છોકરાએ કહ્યું:- મારા ઘરમાં હું જોઉં છું કે મારી મા કહે તેમજ મારે કરવું પડે છે. મારા બાપા પણ મારી માનું કહ્યું માને છે. મારા મોટાભાઇ પણ ભાભી જેમ કહે તેમ કરે છે. મારો બીજો ભાઇ હંમેશાં પોતાની સાસુનુંજ કહ્યું માને છે. ત્રીજો ભાઇ કુંવારો છે તે મોટી બહેનનું કહ્યું માને છે. મારી વચલી બહેને પણ પોતાની લાયકીવડે એના વરને વશ કરી લીધો છે; અને નાની બહેન હજી ગઈ સાલ પરણી તોપણ એટલી વારમાં એનું ચલણ થઇ ગયું !

એ પછી મહેતાજીએ પાંચમા નંબરના છોકરા સામે જોતાં તેણે કહ્યું કે; આપણે કોમળ અને બાયલા જેવા થઇ ગયા તેથીજ આપણા દેશની ખરાબી થઇ છે; માટે અંગ્રેજોની પેઠે આપણે પણ ખૂબ મજબૂત અને હિંમતવાળા થઇશું અને આપણા પૂર્વજોની પેઠે તેમજ હાલના જાપાનીઓની પેઠે આપણા દેશના ભલા ખાતર પ્રાણ સુદ્ધાં આપતાં શિખીશું

ત્યારે જ સુખી થઇ શકીશું.

છઠ્ઠા નંબરવાળાએ કહ્યું:-આપણા દેશમાં જ્યારે પરદેશી વસ્તુઓ વપરાતી અટકશે; જ્યારે નવી નવી શોધો થશે; જ્યારે નવી નવી ખાણો નીકળશે; જ્યારે કાંતવાના, પીલવાના, વણવાના, દળવાના વગેરે ઘરધંધાઓ પાછા સારી પેઠે ઘરેઘર ચાલુ થશે અને લોકોને લૂંટી લેનારાં કારખાનાં બંધ પડીને લોકો મુડીના બળથી ગરીબોના ઘરધંધા ખોવરાવતા અટકશે, તથા ગરીબ લોકોને ઘરથી વિખુટા કરી દારૂડીઆ બનાવી દઇને તેમને લોગે પોતાના ઘરમાં હરામના પૈસા ભેગા કરતા અટકશે, ત્યારેજ આપણો દેશ આબાદ થઇ શકશે.

સાતમા નંબરવાળાએ કહ્યું:—નાત-જાતનાં કેટલાંક ખરાબ અને વધારે પડતાં બંધનોએ આપણું સત્યાનાશ વાળેલું છે; અને અંત્યજની જાણી આભડછેટને વાણીઆ બ્રાહ્મણ પરણી બેસી પોતેજ હલકાં ગુણવાળા બની ગયા છે; તે બધું સટશે ત્યારેજ આપણે સુખી થઇ શકીશું.

આઠમા નંબરવાળાએ કહ્યું:-કાંઇ પણ સ્વાર્થ રાખ્યા વિના ઈશ્વરને અર્થે આપણે જ્યારે એક બીજાને ખૂબ મદદ કરીશું; અને આપણા દેશના કોઇ પણ માણસને દુ:ખી જોઇને જ્યારે આપણને ખરેખરી દિલગીરી લાગશે તથા આપણું અંતર બળશે ત્યારેજ આપણા દેશનું કલ્યાણ થઇ શકશે.

મહેતાજીએ કહ્યું:-આ બધી વાતો જાણવાથી તમને શું ફાયદો થયો, એ મને કહો.

મગને કહ્યું:-પોતાના દેશની હરકતો તથા તેના ઉપાય

જાણવાની દરેક માણસની ફરજ છે. એમાંથી પોતાને કાંઇ પણ ફાયદો તરતમાં ન થતો હોય તોપણ એવી વાતો દરેક માણસે જાણવી જોઇએ.

મોહને કહ્યું:-જેટલું સાંભળ્યું એટલું અમારૂં જ્ઞાન વધ્યું છે.

અમારા મનમાં એ જાતનાં બી પડેલાં હશે તો કોઇક દિવસ એમાંથી ફણગા પણ ફુટશેજ; અને વખત આવ્યે તેમાંથી ઝાડ થઇ ફળ-ફૂલ પણ મળશેજ.

# પાઠ ૨૧ મો-બાળકોનો ઠરાવ.

એ પછી બીજે દિવસે આગળ પડતા હુંશિયાર વિદ્યાર્થીઓને પોતાની પાસે બેસાડીને મહેતાજીએ કહ્યુ:-ઘણા દિવસો થયા આપણે આપણા દેશના કલ્યાણની તથા આપણા ભાઈબધોની સ્થિતિની વાતો કરીએ છીએ, તો તેમાંથી તમે સાર શું લીધો ? અને છેવટે શું ઠરાવ ઉપર આવ્યા ?

રતનલાલે કહ્યું:-એ બધું સાંભળીને મેં તો હમણાંથીજ ઠરાવ કર્યો છે કે મારાથી બની શકે તેવું નાનું મોટું ભલું કામ રોજ નિ:સ્વાર્થપણે કરવું અને સૌ સાથે પ્રીતી વધારવી.

રણજીતસિંહે કહ્યું:-આ બધું સાંભળ્યું નહોતું ત્યાંસુધી મારી મરજી એમ હતી કે ભણીને મોટા થઇશું એટલે સારા પગારની નોકરી લેઇશું; પણ હવે મને એમ થાય છે કે મારા બાપુને કહેવું કે મને તો લોકસેવાના કોઇ ખાતામાં સ્વયંસેવક બનાવો. કેમકે કારકુનગીરી અથવા સ્વાર્થી લોકોની નોકરી કર્યા

કરવાથી કાંઈ આપણામાં સદ્‌ગુણો અને બહાદુરી વધે નહિ; માટે હવે તો હું લોકસેવાનાજ કોઈ કામમાં પડીશ.

શિવશંકરે કહ્યું:–આપણા દેશમાં અભણ લોક બહુ છે માટે ભણ્યા પછી હું તો સૌને મફત ભણાવવાનું કામ કરીશ. પહેલાં મને એમ લાગતું કે ભણાવવામાં તે શું વળે? પણ હવે તો મને વગર પગારના મહેતાજી થવાનુંજ મન થાય છે. મારી દાદી પાસે માલ ઘણો છે, એટલે પગાર લેવાની મને જરૂર નથી; માટે આપણે તો સૌને મફત ભણાવીશું.

એ પછી મહેતાજીએ પૂછ્યું:–ગાંડાભટ્ટ, તમે શું કરશો?

ગાંડાભટ્ટે કહ્યું:–અમે તો રાજાઓનાં ખૂબ વખાણ કરી કરીને તેમને છાપરે ચડાવીશું અને અમલદારોની ખુશામતો કરી કરીને ખિતાબો મેળવીશું. એ બહુજ સહેલો ને સસ્તો ધંધો છે. અમલદારોને ગમે તેવી લોકોની બે ચાર આડી અવળી વાતો કહી દઈએ એટલે તરત આપણું કામ થઇ જાય અને ખિતાબ મળે. એવો રોકડીઓ ધંધો મૂકીને બીજી ઉપાધિ તે કોણ કરે?

એ સાંભળીને સૌ છોકરાઓને બહુ ખરાબ લાગ્યું અને સુલેમાને તો જરા તપી જઈને એમ પણ કહ્યું કે; પ્રજાના લાભની વિરૂદ્ધ થાય એવાઓનું તો મોઢું પણ જોવું ન જોઇએ.

સુલેમાન જ્યારે આ પ્રમાણે કહેતો હતો ત્યારે ભીમરાવે ગાંડાભટ્ટની પાસે જઇને તેના કાનમાં કહ્યું કે; એવું કરતાં પહેલાં વિચારજે; નહિ તો સુલેમાન જેવા સ્વતંત્ર વિચારના હવે ઘણા જણાઓ છે; અને તે બધા તારી આવી એબ

લગામણી વાતો સાંખી જાય તેમ નથી.

એ પછી મહેતાજીએ રસિકલાલને પૂછયું કે, તમે શું કરશો ?

રસિકલાલે કહ્યું:-અમારી નાતમાં કન્યાઓની બહુ ખોટ હોવાથી મારા ચાર કાકા વાંઢા રખડે છે. મારા નાના કાકા વિચાર કરે છે કે બ્રાહ્મણો કાંઇ બ્રાહ્મણોથી વટલાય નહિ; માટે અમે તો બીજી નાતના બ્રાહ્મણોમાંથી કન્યા લાવીશું. શાસ્ત્રમાં એ વાતની જરાય ના નથી. પણ મારી દાદી અને મા ના પાડે છે તેથી એ અટકેલા છે. માટે હવે હું મોટો થઈશ ત્યારે જે જૂદી જૂદી નાતો સાથે મળી શકે તેમ હોય, તેઓને મેળવવાની તજવીજ કરીશ. કારણ કે મારા બાપા નાતના પટેલ છે અને મારા મામા પણ તેમના ગામમાં નાતના પટેલ છે. એટલે એ બાબતમાં મારૂં કાંઇક ચાલી શકશે પણ ખરૂં જ.

ત્યાર પછી મહેતાજીએ કહ્યું:-પોપટ, તમે શું કરશો ?

પોપટે કહ્યું:-મને હાઈકોર્ટનો વકીલ બનાવવા મારા બાપુનો વિચાર છે; પણ આ બધી વાતો સાંભળ્યા પછી હવે મને લાગે છે કે આપણા દેશને ફાયદો કરવા માટે લોકોને સારા કારીગરોની અને દેશસેવકોનીજ જરૂર છે.

નાના નાના છોકરાઓને મોઢેથી આવી આવી વાતો સાંભળીને મહેતાજીને બહુ આનંદ થયો અને તેમને એમ લાગ્યું કે; જ્યારે આપણા દેશમાં બાળકો પણ આવી જાતના વિચારો કરે છે અને આવી જાતની વાતો કરે છે, ત્યારે હવે આપણા દેશનું કલ્યાણ અવશ્યજ થશે. એ પછી નિશાળનો વખત થઇ જવાથી મહેતાજીએ છોકરાઓને રજા આપી અને છેવટે કહ્યું કે;-

આ વાતો યાદ રાખજો, સૌને સંભળાવજો અને આપણા લોકોનું ભલું થાય એવાં કાંઇ પણ નાનાં મોટાં કામ રોજને રોજ કરતા રહેજો.



# અનુક્રમણિકા.